આર. એસ.

રાધાસ્વામી દયાલ કી દયા રાધાસ્વામી સહાય.

# રાધાસ્વામી

# પ્રેમગીતા.

પ્રયોજક

સ્વામી હાંસામલ પંજુમલ શાહાની.
સીંધ હૈદ્રાબાદ.

આર. એસ.

રાધાસ્વામી દયાલ કી દયા રાધાસ્વામી સહાય.

# રાધાસ્વામી

# પ્રેમગીતા.

પ્રયોજક,

સ્વામી હાંસામલ પંજુમલ શાહાની.

સીંધ હૈદ્રાબાદ

પ્રકાશક,

ઠક્કર રતનશી ખેરાજ.

રેશમી કાપડના વહેપારી,

નબલી મોહોલ્લો, મુંબઈ, ન ૯

કીમત ૨-૦-૦.

## ઉત્સર્ગ—

સ્વ-સ્વરૂપ પ્રામ-

નિત્યમુક્ત, નિજાનન્દયુક્ત,શ્રી સદ્ગુરુવર્ય,

**સદ્ગત રાયસાહેબ,**

**શાલીગ્રામજીનાં** પરમ પુનિત

ચરણસરોજમાં

**જ્ઞાનનિધિ ગુરૂદેવ !**

સર્વ કંઈ આપનુંજ છે જગત જેને "છે" સ્હમજે છે, ત્હેને "કંઈ નથી' અને જડ જગત્‌ની નજરે જે "કંઈ નથી" તેજ ખરૂં સર્વસ્વ "છે" એ મહાન્ સત્ય સરળતાથી સ્હમજાવી ત્હેનો મર્મ આ રંક અંતરમાં ઉતારી, ભીષણ ભવસાગરથી તારી, તન, મનના-ત્રિવિધ તપન નિવારી, વિશ્વ-માયાના વિષ-વિસરાવી, અમૃતમય ચિરશાન્તિના અમિત વારિસિંચનથી અને ઉર્જ્વલ આત્મસુધાના અભિસિંચનથી જે દીનદાસને આપે પોતાનો કરી, ઉગારી લીધો છે—

વળી નિજાનન્દ અને પ્રભુ-પ્રેમનો ગેબી અનેરો નિશો ચ્હડાવી, જનિ-મૃતિનો મહારોગ મટાડી, આન્તરિક,-આત્મિક ચક્ષુઓ ઉઘાડી, પ્રેમપીયુષનો મસ્ત પ્યાલો પીવાડી, દિલદાર દિલબરના દીપ્તિમાન દીદાર દેખાડી દેવાધિદેવનો પરિપૂર્ણ દીવાનો બનાવ્યો છે,

અને પ્રભુપ્રેમ સાથે-વિશ્વપ્રેમના મહામંત્રો શિખાડી,

જરામરણાદિ વ્યાઘાતોની પેલી પારના-દૂર દૂર વિલસિત-દિવ્ય દેશનો વિહારી બનાવી, આત્માની અજરામરતાને આગળે ઉપસ્થિત કરી, જે ચરણરજને "**आत्मवत् सर्वभूतेषु**" સૂત્રને જીવનનું સારભૂત સૂત્રસ્હમજાવીને સર્વત્ર સમભાવે પ્રાણી માત્રની "સેવા" સાધવાનુ પવિત્ર મહામંત્ર શિખવ્યુ છે, એ દીનનું સર્વ કંઇ જે કંઇ હોય તે-આપનુંજ છે-ને તે પોતે પણ મનસા, વાચા, કર્મણા આપનોજ છે,-પ્રભુ અને પ્રભુતા, ધર્મ અને પ્રેમ, કર્મ અને જ્ઞાન એ સૌ આપનાજ આપેલા દાન છે, તો પછી આપની ઉદારતા વડે પ્રાપ્ત થયેલું આ '**પ્રભુ મંદિર**'નું '**પ્રથમ પુષ્પ**' આપનાજ પુનિત પદપદ્મ શિવાય અન્યત્ર ક્યાં સમર્પું ? આપના શિવાય અન્ય કશું છેજ નહીં, પછી તે, આપને સમર્પણ કરૂં તે પણ સર્વને તેમજ સર્વમા વસી રહેલા સર્વેશ્વરને પણ સમર્પિત થશેજ, એવી સાત્વિક શ્રદ્ધા અને આન્તરિક ઇચ્છા સહિત આ અલ્પસ્વલ્પ સેવાથી મ્હને હું ચરિતાર્થ સ્હમજું છું અને છેલ્લે યાચું છું કે, આપશ્રીની કરૂણાથી, સઘળ સંસાર પર સમભાવે સ્નેહ રાખનારા આપની,-સકલ જગત્ અને જગદીશ્વરની-નિરંતર નિસ્વાર્થ સેવા કરવાનો સર્વદા આ વિશ્વ-સેવકને સુયોગ પ્રાપ્ત થાઓ.

રાધાસ્વામી દીનદયાલની સર્વદા દયા હો

હું છું
આપનો આજ્ઞાંકિત દાસાનુદાસ
**ચરણરજ હાંસામલ.**

# ઉપોદ્દ્ઘાત.

આ પુસ્તક લખી પ્રસિદ્ધ કરવાનો હેતુ એ છે કે, **"સતમત"** વા **"રાધાસ્વામી"** મતમા આજકાલ કેટ લોક આડબર વધી જવાથી અને સિદ્ધાત-ચર્ચાનો ડામાડોલ થવાથી, **સ્વામી હાંસામલ પ**જુમલે ઉદાસીનૂ થયા પછી, દશ મહિના સુધી પોતાના સદગત સદ્ગુરુ **શ્રી રાયસાહેબ શાલીગ્રામજીની** આતરિક ( આધ્યાત્મિક ) મદદથી લોકોના કલ્યાણ માટે ઉક્ત સપ્રદાયના ધાર્મિક સિદ્ધાન્તોનુ એકી-કરણ આ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યુ છે

જન-સમુદાયમા ધર્મ સબધી ઘણી શકાઓ તથા ભ્રમ ચાલે છે આ પુસ્તકમા તો પ્રત્યક્ષ જ્ઞાન સાબીત કરી બતાવવામા આવ્યુ છે, જેથી કોઇ પણ મનુષ્યને શકા કર-વાનુ બાકી રહેતુ નથી જેવી રીતે બે અને બેની મેલવ ણીથી ચારજ થાય છે, તેમા કાઇ શકા રહેતી નથી, તેનીજ રીતે આ પુસ્તકના સવાલ જવાબોમા કહેવાનુ કાંઈ બાકી રહી જતુ નથી આ પુસ્તક વાચવાથી જનસમુદાયને ઘણો આનદ થશે, કારણ કે, જ્ઞાન એ સુખ આપનારા પ્રકાશ

જેવુ છે, અને અજ્ઞાન, દુખ આપનારા અંધકાર સમાન છે ઘણા કાળથી માણસો ધીરે ધીરે અજ્ઞાનના પ્રદેશથી દૂર થતા જાય છે, કેમકે કલિયુગમા તો સતોએ ખાસ દયા કરીને માણસોને પ્રકાશમા આણવા માટે જ્ઞાનને પ્રત્યક્ષ કરી બતાવ્યુ છે, કારણ કે પ્રકાશરૂપ જ્ઞાન, એ અજ્ઞાન, ભ્રમ તથા ભૂલો ઉપર પ્રકાશ પાડે છે વખતો વખત સતો દયા કરીને જન-સમુદાયમા જ્યારે અજ્ઞાન બહુ વધી ગયેલુ હોય છે, ત્યારે લોકોનુ દુખમૂલક અજ્ઞાન તોડીને તેમને સીધે રસ્તે ચડાવવા માટે જગતમા પ્રકટ થાય છે

હાલના જમાનામા સાચા જ્ઞાનનો ફેલાવો અટકાવવાની ખ્રિસ્તી-પાદરીઓ, વિધર્મી પડિતો તથા કેટલાક માત્ર વાચક જ્ઞાનીઓ, પોતાના રોજગાર માટે, સ્વાર્થ સિદ્ધિના હેતુથી બનતી દરેક જાતની કોશીષો કરી રહ્યા છે, અને સાચા જ્ઞાનને લોકદૃષ્ટિથી છુપાવે છે એ વિષયમા અમે આગળ જતા આ પુસ્તકમા સવિસ્તર લખ્યુ છે, પરતુ દિલગિરીની વાત છે કે, '**સંત-મત**'મા પણ કેટલાક નામના ગુરૂ, જેઓ પોતેજ પૂર્ણ અનુભવી નથી, તેઓ પ્રમાદમા પડી જઇને પોતાના સત્સગીઓને તુચ્છ સ્વાર્થ માટે ખોટે રસ્તે દોરે છે આ સ્થિતિ દૂર કરવાના નિર્મળ હેતુથીજ આ પુસ્તક રચ્યુ છે આજ કાલના '**રાધાસ્વામી-મત**' ના કેટલાક સત્સગીઓ પણ યથાર્થ જ્ઞાનથી કેટલીક બાબતોમા બિલકુલ વિરૂદ્ધ જાય છે, અને કહે છે કે, ફક્ત **પ્રેમ**નીજ જરૂર છે, કર્મ-જ્ઞાન-ભક્તિની આવશ્યકતા નથી પણ તેઓને એમ

કહેનાર કે સમજાવનાર પણ વસ્તુત કોણ છે ? તે પણ તેમનુ જ્ઞાનજ છે તમે કહો છો કે,—અભ્યાસ કરવાથી ફાયદો થાય છે તે તમે શા ઉપરથી જાણ્યુ ? એ પણ તમારા જ્ઞાનથીજ તમો કહી શકો છો એટલુ જાણવાનુ કામ પણ જ્ઞાનનુજ છે એ ઉપરથી સિદ્ધ થાય છે કે, જ્ઞાન ઉત્તમ છે અને તેની ખાસ જરૂર છે સતોએ તો ફક્ત વાચક જ્ઞાનીઓનુજ ખડન કર્યું છે જ્ઞાનનુ કઇ ખડન કર્યું નથી હવે જે કાચા ગુરૂઓ છે, તે પોતાના અજ્ઞાનથીજ પોતાના સત્સગીઓને જડતા અજ્ઞાનરૂપી ઘોર અધકારમા હડસેલી દે છે માટે અહિ તમોને જ્ઞાન તથા સત્ય શુ છે, તે સમજાવવાનોજ યત્ન કરીશુ, એટલે કે સાચુ જ્ઞાન સરલતાથી સમજાવવાનોજ આ પુસ્તકનો ખાસ ઉદ્દેશ છે, જે પુસ્તક વાચવાથી ક્રમે ક્રમે સુજ્ઞ વાચકોને અનાયાસે સ્હમજાશે



# ભૂમિકા.



આધુનિક સમયમા સત્યના સશોધન માટે સમગ્ર પૃથિવીના સર્વ સભ્ય દેશો, જેવો અપ્રતિમ પ્રયાસ કરી રહ્યા છે, તેવો પ્રયાસ, વ્યતીત મધ્યકાલમા ઘણા સૈકાઓ સુધી કોઇ પણ દેશે કર્યો હોય, એવુ જણાતુ નથી ઇતિહાસની દૃષ્ટિએ નિત્ય વાચકથી આ સત્ય અનાયાસે સ્હમજી શકાય તેમ છે

આપણા દૃશ્ય અથવા સ્થૂલ શરીરમા એક અદ્ભુત અદૃશ્ય શક્તિ રહેલી છે જે અનત અને અજરામર છે જેને ચિદ્-શક્તિને નામે ઓળખવામા આવે છે જે દિવ્ય શક્તિનો પરમાત્માની સાથે ગાઢ-અવ્યાહત-સબધ છે, તેના અસ્તિત્વ સબધે મતભેદ હોવાનો કશો સભવજ નથી, કેમકે સમગ્ર સ્થૂલ સૃષ્ટિને ચલાવનારી એ આત્મ-સત્તાના સદ્ભાવેજ આ વિશાળ જગત્ના સર્વ વ્યવહારો પ્રતીત અને ગતિમાન થઇ-ચાલી-રહ્યા છે અર્થાત્ એ શક્તિજ સૃષ્ટિનુ ગતિવાહક દિવ્ય ચેતન છે

આ મહાન્ શક્તિ, જે આપણા સ્થૂલ શરીરમા નિવાસ કરી, આપણા કર્મોની અને જીવન-યાત્રાની ખાસ પ્રેરક છે, ત્હેને શોધવા માટે બધા ધર્મોના જીજ્ઞાસુ પુરુષો, ઉત્સાહપૂર્વક અખડ પ્રયાસ કરી, મથી રહ્યા છે વિવિધ મત-પથો ત્હેમને વિવિધ નામથી શોધે છે,-ઉદ્બોધે છે,-ઓળખે છે એ પવિત્ર પ્રવૃત્તિમા કોઇને અધિક તો કોઇને ન્યૂન સત્યની પ્રાપ્તિ બહુ-બહુના શોધના પ્રયાસ-પ્રમાણમા મળેજ છે જેને જેટલુ સત્ય મળ્યુ, જેણે જેટલી શોધ કીધી, તેને તેટલાજ પ્રમાણમા ન્યૂનાધિક આનદ પ્રાપ્ત થાય છે વિરલા સતોએ આ **'તત્ત્વ'**ની પરિપૂર્ણ શોધ કરી સ્વાનુભવથી એ મહાન્ **'સત્ય'**ને શોધીને પ્રત્યક્ષ કરી બતાવ્યુ છે

ચાલુ સદીમા અમેરિકાવાસિઓ પણ અધ્યાત્મવાદ (બાયૉલૉજી) અને યોગ-વિદ્યા (સાઇકૉલૉજી) ની મદદથી એ મહાન્ શક્તિની શોધ કરી રહ્યા છે એ વિદ્યાને પ્રતાપે પશ્ચિમના જડવાદે નવો વિદ્યુત્ ચમત્કાર અનુભવ્યો છે પ્રવૃત્તિપરાયણ પ્રજાની મદ આખોમા પણ નિવૃત્તિના નવા નૂર ઝળક્યા છે વળી એ વિદ્યાના પ્રભાવે મનુષ્ય બીજાના મનને વાચી શકે છે આ અનત જણાતા રહસ્યમય વિશ્વના ઉડા ભેદોને ઉકેલી શકે છે, અને યથાશક્તિ-યથાભક્તિ નિર્મળ આનદ અનુભવી અવરને પણ આપી શકે છે આ ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે, ચેતનને શોધવામા મનુષ્ય ॥ અતકરણ, મન, ચિત્ત આદિને તેમજ તન એટલે સ્થૂલ શરીરને પણ ક્રમે ક્રમે વિશેષ

વિશેષ આનંદની પ્રાપ્તિ થયા કરે છે અસ્તુ

વિશેષ,-આ વાત તો સામાન્ય છે કે, **આ સત્યનો** જેટલો **વિકાસ, અને** એ દિશામા જેટલો પ્રબલ **પ્રયાસ, ત્યાં** તેટલાજ પરિમાણના વિશેષ પ્રકાશ! ચેતનની શોધ માટે,-સત્યની પ્રાપ્તિ માટે, આત્માના સાક્ષાત્કાર માટે, બ્રહ્મવિદ્યાના પવિત્ર ક્ષેત્રમા આપણે જેટલો અધિક પ્રવાસ કરીશુ, તેટલાજ પ્રમાણમા તનના તેમજ મનના તમામ દુખો દૂર થતા જશે ત્રિવિધ તાપ ક્રમે ક્રમે ટળી જશે, અને નિત્ય સુખની પ્રાપ્તિ થશે

આ લઘુ પુસ્તક લખવાનો હેતુ એજ છે કે, મ્હારા વ્હાલા માનવ-બંધુઓને સત્ય સુખના રાજમાર્ગની પ્રાપ્તિ થાય,-ત્હેમના ત્રણે પ્રકારના દુખો દૂર થાય, અને આત્મા-પરમાત્માના યોગથી પ્રભુના સાક્ષાત્કારનો ત્હેમને ઉત્તમ અધિકાર પ્રાપ્ત થાય વળી આ પુસ્તક લખવાનો આશય એ પણ છે કે-જીવાત્મા, પોતાની ઇંદ્રિઓ અને વાસનાઓને વશ ન થતા ત્હેમના ઉપર સ્વસત્તા ભોગવે વિષયોના બંધનથી મુક્ત-સ્વતંત્ર થાય અને સ્વતંત્ર-સત્તાના સ્વાભાવિક આનંદની અપ્રતિમ પ્રાપ્તિ કરી શકે ઇંદ્રિઓ પર અંકુશ પ્રાપ્ત થવાથી મન સર્વદા સ્વસ્થ રહે છે, તન મનના મળ-વિક્ષેપ દૂર થાય છે, અને સ્વાધીનતાનો સ્વર્ગીય આનંદ સહજ સ્ફૂરે છે કારણ કે સુખ-દુખ, સંપત્તિ વિપત્તિ, શ્રીમંતાઈ કે ગરિબી, તંદુરસ્તી અથવા બિમારી, ઉન્નતિ અને અવનતિ આ બધા દ્વંદ્વો આપણા પોતાનાજ ઉપજાવેલા છે મનની રંગત રચેલી

१९-४२१



સૃષ્ટિના રમકડા છે, અને તે સર્વે ઘટાડના વધારવા એ આપણા પોતાનાજ હાથમા છે, કેમકે મનુષ્ય જે વિચારો ચિતવે, અને જેવી ભાવના રાખે,-વૃત્તિને જે દિશામા વાળે તે દિશામા તેવોજ એ થઇ શકે છે અર્થાત્ આપણુ હિત લાભ અને હાનિ-આપણા મન અને કર્મોનેજ આધીન છે વસ્તુત આપણી સ્વતત્રતા તથા સુખશાતિના સમગ્ર તતુઓ, આ જગત્ના માલીક અથવા પરમાત્માની સાથે સીધો મબધ ધરાવે છે

સક્ષેપમા આ પુસ્તક લખવાનો આશય એ છે કે, આત્મસત્તાના ગુપ્ત ભેદથી મનુષ્ય સર્વ સુખોની પ્રાપ્તિ કરી શકે, તેમજ આ લોક અને પરલોકના નિત્ય જીવનને ઉજ્વલ સ્વસ્થ અને સુખી બનાવી શકે એ હેતુથીજ આ લઘુ પુસ્તકમા દર્શાવેલુ છે કે, મનુષ્ય કેવી રીતે પોતાના મનના મુખ્ય દરવાજા ઉપર સાવધાનીથી ઉભો રહી, ફક્ત જ્ઞાન, સત્ય અને ઉન્નતિના પવિત્ર વિચારોનેજ અદર દાખલ થવા દઇને અજ્ઞાનમય વિષયવાસનાવાળા દુષ્ટ વિચારોને દૂર કરી શકે, જેથી આત્માના પવિત્ર પૂર્ણાનદની હેને પ્રાપ્તિ થાય અને પોતાના જીવાત્માને નરકમા ઘસડી લઇ જનારા દુષ્ટ વિચારો-આચારો અને યોગ-સયોગોનો અનાયાસે નાશ કરી એ આત્મ-પ્રકાશ વડે ઉન્નતિપથનો અગ્રણી થઇ શકે

દરેક મનુષ્ય જો પોતાના સ્વતત્ર વિચારો, આચારો તથા સુરતાને પોતાના કાબુમા રાખી, મનોવૃત્તિઓના વહનને વિહિત

માર્ગમા વાળી, ત્હેને પ્રભુગામી બનાવી, ત્હેમને મહાન સત્યના સીધા રસ્તા પર ચલાવે તો, સસારના ત્રિવિધ તાપો ત્હેમનો સ્પર્શ પણ કરી શકશે નહી, અને નિત્યસુખ જરાપણ દૂર જશે નહી

આજ કાલ પોતાને ધાર્મિક પુરૂષોમા ખપાવનારા મનુષ્યો, બહુ ભાગે બહારનાજ પૂજા–પાઠ અને ઠાઠમાઠમા તેમજ કર્મકાડના કપોલકલ્પિત કુભાડમા તદ્દન ફસી ગયા છે, જેથી ત્હેમના અમૂલ્ય સાધનો અને સમયનો વ્યર્થ વ્યય થાય છે અને દુ ખનુ કારણુ તો અદૃશ્યજ રહી જાય છે, કારણુ કે બહારના પૂજા–પાઠ વડે મનુષ્યોને કોઇપણુ પ્રકારનો સગીન–આતરિક–લાભ થતોજ નથી આ પરિસ્થિતિ જોઇને, દયાળુ સતોએ કૃપા કરીને અદરનો રસ્તો–**સહજયોગ**–કે જેને **'સુરત શબ્દ–યોગાભ્યાસ'**–પણુ કહે છે, તે બહુજ સરલતાપૂર્વક આ લઘુ ગ્રંથદ્વારા સ્હમજાવવાનો ખાસ યત્ન કર્યો છે

જે કોઈ જીજ્ઞાસુ, આ પુસ્તકના વાચન, મનન અને નિદિધ્યાસન વડે તેમા લખવા પ્રમાણે વર્તશે, ત્હેને ટુક સમયમાજ સાસારિક તેમજ આધ્યાત્મિક ક્ષેત્રમા પણુ અલભ્ય લાભની પ્રાપ્તિ થશે થોડાજ સમયમા ત્હેના સર્વ પ્રકારના શારીરિક દુ ખો સહજ દૂર થશે અને હૃદય તેમજ આત્માનો પવિત્ર અખડ આનદ પ્રાપ્ત થશે, માત્ર એટલુજ નહિ, પણુ ક્રમે ક્રમે અવસ્ય તે પરમાનદ સુખસ્વરૂપ પરમાત્માના પુનિત પદકમલને પ્રાપ્ત કરી આ દુસ્તર જણાતા ભવસાગરને અનાયાસે તરી જશે ૐ



જય શ્રી રાધાસ્વામી દયાલની દયા હો.

# મંગલાચરણ.

( દોહરા )

વારવાર વિનતિ કરૂ, શ્રી સદ્‌ગુરૂની પાસ,
દયા કરો દાતા ત્હમે, પાપ થાય સહુ નાશ

( સોરઠા )

હુ છુ પાપી અપાર, આવ્યો ત્હારા દ્વાર પર,
એક તમે આધાર ! દાતા નિશદિન દાસના
**રાધાસ્વામી** નાથ ! આપજ તારણહાર છો,
આપો ત્હમારો હાથ, મનની સહુ ચિંતા ત્યજી
બ્રહ્મા વિષ્ણુ–મહેશ, ત્રિપુટી તવ આધારથી,
નારાયણ કે શેષ, સમરે સદ્‌ગુરૂ હર ઘડી

( દોહરા )

આપ દયાળુ કૃપાનિધિ ! આપ દેવના દેવ !
આપ કૃપાથી જગ છૂટે, કરૂ નિરંતર સેવ.

યાચક ઉભો દ્વાર પર, દયા કરો દાતાર !
**'રાધાસ્વામી'** તાતજી ! ઉતારો ભવ પાર

( ચોપાઇ )

ઉઠો, ભાઇ ! કરો તૈયારી, સદ્‌ગુરૂ મળવાની આવી છે બારી,
ફરી અમૂલ્ય જન્મની ખ્વારી, ચેતો, ભાઈ ! રહો હુશીઆરી
રાધા–સુરતાના સુખ–દુઃખ ભારી, જૂઓ, જગમાંહી ભાઇ વિચારી
સ્વામી મિલન છે અતિ સુખકારી, બની જા તુ સૂરતા મતવાલી
દયા સ્વામીની તુ અતિ પામી, હવે માયા ને મન દે વિરામી
માયા સગે મહા કષ્ટ પામી, હવે છુટવાની જુક્તિ જામી
જમડો આવીને તુજ કર ધરશે, રડી પોકારી શોર તુ કરશે,
સદ્‌ગુરૂ શરણુ કદી જો ગ્રહાશે, જમડો પોતે ડરી પાછો જાશે,
**હાંસામલ** કહે સાભળ, ભાઇ ! **રાધાસ્વામી** શરણુ સુખદાઈ
કર અભ્યાસ ચરણે જડાઇ, છુટી જમડાથી જાશે તુ ભાઈ !

( સોરઠા )

બે કર જોડી પ્રણામ, શીશ નમાવુ ચરણમા,
થશે પૂર્ણ સહુ કામ, ગુરૂકૃપાથી ભવ તરૂ
**રાધાસ્વામી** નાથ ! તમ વિણુ નથી કોઇ જગતમા,
હવે પકડો હાથ, તરીએ સાગર સહેલથી

( દોહરા )

મુક્તિ રૂપ મણિ–દ્વારની, ના કોઈ જાણે વાટ,
જીવ બિચારો શુ કરે ? જો નહિ ગુરૂનો સાથ

માયા જડ છે જગત્‌ની, આપે નહિ આનંદ,
**રાધાસ્વામી** પદસુરત, દે સુખ અત્યાનંદ
કામ ક્રોધથી છુટવા, અન્ય નથી ઉપાય,
**રાધાસ્વામી** મહેરથી, સદ્‌ગુરૂ થાય સહાય

( સોરઠા )

**રાધાસ્વામી** નામ, નિશદિન જપીએ પ્રેમથી,
થશે પૂર્ણ સહુ કામ, દુઃખ સકળ નાસી જશે
**રાધાસ્વામી** નામ, રમતા રોમે રોમમા,
બેસે નહિ કંઈ દામ બચી જાય યમ દંડથી

( દોહરો. )

દુઃખમય આ સંસારથી, કોણ બચાવનહાર ?
**રાધાસ્વામી** નામથી, ઉતરીએ ભવપાર.
જગમાયા મહા મોહિની, ના કરીએ વિશ્વાસ,
**રાધાસ્વામી** નામથી, નષ્ટ થાય ભવ પાશ

( ભજન )

કૃપાળુ મ્હારા આત્માના આધાર ?
દયા કરો સેવક પર સ્વામી ! આપ છો ગરીબ નિવાજ !
આપ દયાના અનંત સાગર ! પૂર્ણ કરો સહુ કાજ    કૃપાળુ૦
હું પાપી છું અધ-અપરાધી, નથી પાપનો પાર,
હવે તમારે શરણે આવ્યો, ગુરૂપદ તારણહાર.    કૃપાળુ૦
કોઇ કોઇનું નથી જગત્‌મા, ગુરૂ સહુના આધાર,
ચરણ શરણ જેણે ગ્રહી લીધું, તે પામ્યો ભવપાર    કૃપાળુ૦
**હાંસામલની** શુણો પ્રાર્થના, જગ છાયું અજ્ઞાન,
આપ દયાધન દયા કરો પ્રભુ ! અર્પો સહુને જ્ઞાન    કૃપાળુ૦
આપ કૃપાળુ, અતીવ માયાળુ, આત્માના આધાર,
નિત્ય વસંત વિકાસો વિશ્વે, વિનવું હું વારવાર    કૃપાળુ૦



## ( દોહરા. )

શીત વાદળ પ્રેમનો, અમ પર વરસ્યો આય,
અતર ભીંજી આત્મા, લીનો થયો વનરાય ૧

સિંધ રહે ગુરૂ આપનો, શિષ્ય મોરજર સ્થાન,
ભેટા એનો કયમ થયો, કયા છુટવાનો સ્થાન ૨

સુરત શબ્દ ભેગા થયો, હવે ન છૂટે કયાંય;
કર્મ જોગે પ્રેમથી, ગુરૂ મળ્યા છે આય ૩

વસ્તુ કયા શોધુ હુ કયા, કેમ એ આવે હાથ,
રતનસીગને તરત મળે, જો હોય ભેદુ સાથ ૪

હાસા લીધો સાથમા, દીઠી વસ્તુ ત્યાય,
કોટી જન્મનો પથ તે, પળમા છૂટી જાય ૫

ગુરૂને શિરપર ધારીએ, રહિયે આજ્ઞા માય,
રતન કહે તે દાસને, ત્રણે લોક ભય નાય ૬

રૂપ રગ જેને નથી, તેં તો કેમ દેખાય,
ગુરૂ દયાથી સહજમા, સૂરત નૂરત જણાય ૭

પડિત પુસ્તક અતિ ભણે, ગુરૂ વિણુ મળે ન જ્ઞાન,
જ્ઞાન વિના મુક્તિ નહિ, રતન શબ્દ પરમાન ૮

મૂળ ધ્યાન ગુરૂ રૂપનો, મૂળ પૂજા ગુરૂ પાય,
મૂળ નામ ગુરૂ વચનને, સત્ય ભાવ કહેવાય ૯

**રાધાસ્વામી દયાલકી દયા રાધાસ્વામી સહાય**





H P Shahani, HYDERABAD (SINDH) ઠક્કર રતનશી જેરાજ

રાધાસ્વામી દીનદયાલની દયા.

# રાધાસ્વામી-પ્રેમસંદેશ.



## રાધાસ્વામી સહાય.

૧

### પ્રભાતમાં પ્રભુદર્શન.

(**સ્વામીજી હાંસામલ પ જુમલ** અને શ્રદ્ધાવાન જીજ્ઞાસુ **રત્નસિંહ ખેરાજ** મોરજરવાળા વચ્ચે ધર્મ અને અધ્યાત્મજ્ઞાન સબધી ચર્ચાયેલા પારમાર્થિક પ્રશ્નોત્તર)

**" विश्वानि देव सवितुर्दुरितानि परासुव ॥**
**यद् भद्रं तन्न आसुव ॥"**
**" भानुरूदिष्यति भविष्यति सुप्रभातम् ॥"**

---

"સવિતા દેવ! સમાજનુ તિમિર હરો આવાર,
નિત્ય-સત્ય સ્હમજાવીને દીપાવજો ઉર-દ્વાર"
"ઉગશે રવિ અવનિમા, ખિલવી ઉષાને,
જગવો, જગજીવન! આ ઉરજ્યોત્સ્નિકાને"
—'વસંત'

પુણ્ય–પૂંજના પ્રકાશ જેવો, પૃથિવિના પચપ્રાણુ–પચમહાતત્ત્વો-ને–પોષનારો, પૃથિવીવલ્લભ પ્રભાકર, દિગતને ભેદી, પ્રાચી–પટલમા પ્રકટી રહ્યો છે, અનેરા બ્રહ્મતેજ ! જાગી રહ્યો છે ભારતીયજગ-તૂનો ગાઢ–પ્રસુપ્ત–દિવ્ય–આત્મા ! બ્રહ્માડને પ્રેમરસથી ભીંજાવનારા નભોમડલથી વરસી રહ્યા છે તેજના અમ્બાર ! બ્રહ્માડના રજકણે રજ-કણે સીચાઇ રહ્યા છે, પુનિત પ્રાણુ ! વિશ્વ–વાટિકામા ખિલી અને સ્મિત કરી રહ્યા છે નવ કિરણુ–ધુતિ—વિભૂષિત નવપ્રસ્ફુટિત, રસ–રગ–સુગધરજીત–નવકુસુમિત હૃદય ! ઝીલી રહ્યા છે, એ પ્રકા-શપીયુષઝરણાને સૌભાગ્યવન્તા મહીમડલના મર્મજ્ઞ મનુબાલો ! અને વિસ્તરી રહી છે, અખિલ વિશ્વમન્દિરમા, એ નવોદિત રવિરાજની રજત-ધારાવાહિની, જ્યોતિષ્મતી, દિવ્ય કિરણુમાલ ! પ્રભો ! પ્રાણેશ્વર ! પ્રેમપ્રભાકર ! ત્હારી કિરણુચરણુધુતિને અમ્હારા વન્દન હો વારમ્વાર !

અવનિતલ ઉપર આત્મોદ્ધારક અવતરેલા ઇશ્વરાવતાર અરુણુ ! દશે દિશામા દિવ્યજ્યોતિ અને જાગૃતિ જગાવનાર ત્રિવિધ જગતૂના હે સનાતન જીવનપ્રદીપ ! તમારા ત્રિતાપહર પ્રભા–પ્રતાપને અમ્હારા આત્માનદ–કદ–વદિત અનેકશ આર્જવભર્યા અભિવન્દન હો !

જડ જગતૂના પ્રાણુ–અનુપ્રાણુમા, જીવસૃષ્ટિના પ્રત્યેક પરમા-ણુમા, જડ તત્ત્વોના પ્રત્યેક રજકણુમા, જલસ્થલ, જડ–ચેતન, સ-ચરાચર, સસારના પ્રત્યેક અનુકણુમા, અમૃતરસનુ સિચન કરનારા, હે સવિતાદેવ ! ધન્ય–સફલ હો, તમારા નવોદિત નવજીવનની અભિનવ સ્ફૂર્ત્તિભરી નવચેતના ! અસ્ખલિત વહો, આ ભવ્ય ભૂમડલના માધવી–મડપસ્વરૂપ ભારતમા તમારી જ્યોતિ–ભારતીની અનત અમૃત વર્ષા ! અચલ–અવિકલ રહો, અને સતત વહો, વિશ્વવિભાસક ત-મારી કનકમણીમડિત દિવ્ય કનક–કિરણુમાલ !

આજે અવનિને આગણે આનન્દભરી ઉજ્વલ ઉષાના પુનિત

પગલાં થાય છે–ભૂતલના વિશાલ હૃદયાકાશમાથી અજ્ઞાનતિમિરનાં વાદળ–દળ વિખરાઇ જાય છે ! મોહમાયાનો ગાઢ અન્ધકારમય પડદો ઉંચકાય છે દશે દિશામા આત્મઘોતક અરૂણદેવના બ્રહ્મતેજ ચમકી રહ્યા છે અને એ પુનિત પીયુષ-વર્ષામા આ સૃષ્ટિના અનત જીવ-જતુઓ, ઉલ્લાસથી એ રમસિધુમા સતરણ કરતા, નાચી, કૂદી નાહી રહ્યા છે ! ચારે મેર, પ્રકાશ,–પ્રેમ,–પ્રભુતાના દિવ્ય છાટણા આનદ અભિષેક કરી રહ્યા છે મત્રમુગ્ધ મનુકુલ, ઉદાર પ્રફુલ્લ હૃદયે એ સુધાબિદુઓને ઝીલી, અમર–સ્વતત્રતાના નયનનૂર ચમકાવી રહ્યા છે ! આનદ ! આનદ ! !

ઇન્દ્રદેવની અનુકપાથી આજે શીતલ જલવૃષ્ટિ થઇ છે. '**रसो वै स** '–એ રસરાજે વસુધાસુન્દરીના અન્તરમા આત્માનો અમૃતરમ સીચ્યો છે ! મૃતસજીવની–મહાશકિતની વેદવીણા વાગી રહી છે ! મગળ પ્રસગોચિત લીલી–હરિયાળી–સાડી પરિધાન કરીને, સૃષ્ટિસુન્દરી, નવલ–મુકુલ–કુસુમિત નવરગી વસ્ત્રાભૂષણોમા દીવાળી જેવી દીપી રહી છે ' અનત ગિરિમાલાની કટિમેખલાથી પરિશોભિત ઉપવન જેવો રસાળ વનપ્રદેશ આજે કઇ અવનવુ યૌવન અનુભવી રહ્યો છે ! વિવિધ ફલ–ફૂલભૂષિત ચિત્ર વિચિત્ર વનવૃક્ષરાજી, એ વનભૂમિને અકે નવલ રસ ઉદ્રેક, પુનિત પ્રભુ પ્રેમના ઉચ્છવાસે, પ્રફુલિત બની વિલગી રહી છે ! સુકોમલ, કમલતતુઓ જેવા તૃણના રેશમી અકુરો ! ત્હેમની વચ્ચે વચ્ચે ઉગેલા સુરભિભીના પુષ્પ તરૂઓ અને ત્હેમની શાખે શાખે સ્મિત વરસાવતા વિકસી અને વિલસી રહેલા સુરમ નવલ કુસુમો ! કેવી લીલા ? કેવુ સૌન્દર્ય ? ! એ વનના વનમાલીનો કેવો અકળ પ્રભાવ ! કેવો કૌશલ–મહિમા ? ! ધન્ય, ધન્ય ! પરમાત્મન્ ! આહા ! શી પ્રભુતા ? શી પ્રાકૃતિક પ્રતિમા ? ! દેવી નિસર્ગતાની કેવી ભૌતિક વેશભૂષા ? ! ધન્ય, દૈવલીલાના વિધાયક, અનત બ્રહ્માડ ચેતનાના નિયામક, વિજ્ઞાનમય વિશ્વવિધાન ! અ-

અમાનવનુ મર્યાદિત જ્ઞાન ક્યારે માપી શકશે, ત્હમારી અતુલ સત્તા -શક્તિનુ અનત પરિમાણુ ? આ વિશ્વવિભાસિત અનત ઐશ્વર્ય શુ ઇશ્વરની અનત શક્તિનુ પ્રબલ, અને પ્રત્યક્ષ પ્રમાણુ નથી ? અવશ્ય, છેજ.

પ્રભાતપુષ્પિત વન-પ્રદેશમા પ્રફુલ્લચિત્તે ચરવા જતી, પય-પીયુષદાયિની, ભારતના પુનિત દૈવત જેવી, સુન્દર ગાયમાતાઓના દર્શનથી, આપણા પરિશ્રાન્ત અને તૃષિત નયનોમા (કેવા અમૃત સીચાય છે ? આન્તર પ્રદેશમા કેટલી શાન્તિ અને શીતલતા પથરાય છે ? જાણે શરત પૂર્ણિમાની સુધાભીની રસચન્દ્રિકાજ હૃદયમા ઝરતી હોય ને ! જાણે પરદુ ખદલિતા ભારતમાતા પણ આ દેવનિવાસિની ગોમૈય્યાના દર્શનથી પાવન બનીને, ઘડીભર પોતાના આન્તર-બાહ્ય દુ ખોને વિસારી, ઉલ્લાસભર્યા આત્માનદને આસ્વાદતી હોયને ! એવી હસી હસીને ખિલી રહેલી જણાય છે ! સૃષ્ટિના અનેક જીવ-જન્તુ-પશુ પક્ષી, માનવ-દાનવ જેવા અનત જીવકુલો પણ એ પુનિત પ્રભાતના આ પ્રફુલ્લ પ્રકાશમા હર્ષિત ચિત્તે પરમ કૃપાળુ પરમાત્માના યશોગાન ગુજતા, આત્માનદ માણીને, પ્રેક્ષકવર્ગને પણ પરમાનદની લ્હાણી કરી રહ્યા છે ! કેવો ત્હેમનો મધુર કિલકિલાટ ! કેવો ત્હેમનો આભાર-સભારિત આનદ-ઉન્માદ ? ! ક્લેશવ્યાકુલ સૃષ્ટિસકલ પણ એ આનદ-ધ્વનિના આન્તર પ્રદેશમા પ્રતિધ્વનિ ઝીલતી ક્ષણવાર પોતાના તન-મનના ત્રિવિધ તાપ, પરિતાપ, દુ ખ-દર્દોને વિસરી જાય છે ! આ રમણીય આનદપ્રફુલ્લ પ્રભાતસુન્દરીનુ દિવ્ય દશ્ય દૃષ્ટિગોચર થતાજ આપણા અભ્યન્તરમા પણ સચ્ચિદાનદના અખડાનદનુ કેવુ અમૃત-વર્ષણ થાય છે ? ! ધન્ય, પ્રભો !

**રતનશી**—" સ્વામીજી ! આ સૃષ્ટિના સ્વામી ભગવાન શુ છે ? તે ક્યા છે, અને ત્હેને માનવાનુ કારણ શુ ? "

**સ્વામી**—" વત્સ ! ધન્ય છે ત્હમને પ્રભાતને પ્રકાશનારી ત્હમારી સત્યશોધક બુદ્ધિને શતશ ધન્ય છે ! કેમકે શ્રી ભગવાનની

વાત સર્વથી શ્રેષ્ઠ છે, અને ત્હેને જાણુવાની તીવ્ર જીજ્ઞાસા એ પરમ પુરૂષાર્થ છે એજ યથાર્થ બ્રહ્મજ્ઞાન છે, તેમજ કુલબ્રહ્માંડ-સ્વામીનો આશ્રય લેવો એજ મનુબાલકની મુખ્ય જરૂરિયાત છે આવો, આપણે આજે એકત્ર મળીને પ્રાર્થના કરીએ અને ધ્યાન ધરીએ એ મહાશક્તિનુ, કેમકે એ પરમ પુરૂષજ આત્માના ઉજ્જ્વલ સત્યને આપવાવાળો છે.

## પ્રાર્થના

હે પરમકૃપાળુ પ્રભુ ! અલક્ષ નિરજન, પરમજ્યોતિ સ્વરૂપ ! ઘટઘટ વ્યાપી, અજ-અવિનાશી ! સત્યને એક આપજ આપવા-વાળા છો આજે આપની પાસે અમે આર્જવપૂર્વક ભિક્ષા માગીએ છીએ કે, અમને આપના દિવ્ય સત્યનો પ્રકાશિત રસ્તો બતાવો અને જેમ શ્રી કૃષ્ણ ભગવાને ભક્ત અર્જુનને ગીતાજ્ઞાનદ્વારા સત્ય રસ્તો બતાવ્યો હતો, ભક્ત ચૂડામણી નારદમુનીને શ્રી વિષ્ણુ ભગવાને ખરો રસ્તો સ્હમજાવ્યો હતો, તેવીજ રીતે અમને પણ આપ આજે જ્ઞાન અને પ્રેમના પુણ્યપ્રકાશ આપી યથાર્થ રસ્તો બતાવો

કહો ભાઇ ! હવે ત્હમારે શુ પૂછવુ છે ?"

**રતનશી**—"સ્વામીજી ! ભગવાન તે શુ છે ?"

**સ્વામીજી**—"શ્રી ભગવાન્ અનત આનદ, જ્ઞાન અને અનત સુખ સ્વરૂપના સ્વામી છે અને સર્વ વસ્તુઓના કારણુમા કારણુ એટલે આ બ્રહ્માડનુ તે અતિકારણુ છે"

**રતનશી**—"સ્વામીજી ! એ તો અમ્હને જોવામા આવતા નથી, એથી અમે શી રીતે માનીએ ? જે ચીજને કોઈ આ સ્થૂલ ચક્ષુથી જોઇ શકતો નથી, તેને માનવુ એ શુ અજ્ઞાન અથવા ક્ષણિક કલ્પના નથી ?"

**સ્વામીજી**—"પ્રેમી રતનશી ! જ્ઞાનને કઇ આપણે આ ચર્મચક્ષુ

વડે જોઇ શકતા નથી, તો પણ એ જ્ઞાન તો છેજ દુઃખ અને સુખને સ્થૂલ સ્વરૂપ નથી, તો પણ એ બન્ને ચોખ્ખ્સ છે તે ઉપશાન્ત સવ સતો, યોગચક્ષુથી દરેક વખતે સુરતા લગાવીને, અનેક અગોચર સત્યોને જોઇ શકે છે વળી સામાન્ય જ્ઞાન અને વિચારથી પણ સાબિત થઇ શકે છે કે, ભગવાનનુ અસ્તિત્વ છેજ પ્રિય વત્સ ! જુઓ સૂર્ય, ચદ્ર, તારાદિ ગોલકો નિયમિત ગતિયે ફરે છે તે જોઇને નક્કી થાય છે કે, ત્હેનુ કારણ જરૂરજ હોવુ જોઇએ **દૃષ્ટાંત,**—જેમ ઘડિયાળ જોઇને તેનો કર્ત્તા કોઇ હોવોજ જોઇએ એવુ સહજ અનુમાન થાય છે, તેમ કોઇ કહે કે એનો કર્ત્તા નથી, તો ત્હેને ગાડોજ ગણી શકાય, કેમકે કોઇ કર્ત્તા વગર તે બની શકેજ નહિ જ્યારે આપણે સવારમા ઉઠીયે છીએ, ત્યારે સૂર્યદેવતા પોતાના સતેજ કિરણો પૃથિવીતલ ઉપર પાથરે છે, અને રાત્રે ચદ્રમા તથા તારાઓ પોતાનો પ્રકાશ, ચાદીની ચાદર જેવો નિયમિત રીતે ફેલાવે છે એ સર્વ જોઇને ત્હેના કર્ત્તાના હસ્તી અને કારણ આપણને સહજ યાદ આવે છે **રતનશી** ! દાખલા તરીકે જાણો કે, એક ઘરમા દરેક વસ્તુઓ અવ્યસ્થિત પડેલી છે, તો તે જોઇને તમને નક્કી થશે કે, ઘરનો માલિક ઘરમા નથી, પણ જો તે દરેક વસ્તુઓ સરખી સુવ્યવસ્થિત ગોઠવેલી જોવામા આવે, તો તમને નક્કી થશે, કે ત્હેનો માલિક ઘરમાજ જરૂર હોવો જોઇએ, કેમકે તે ઘર સાફસુફ કરેલુ છે, અને દરેક વસ્તુઓ પણ તેમા સારી રીતે ગોઠવેલી છે એ જોઇને વધારે વિચાર કરવાથી ખાત્રી થશે કે, ઘરનો માલીક જરૂરજ ત્યા હાજર છે એવી રીતે જ્યારે આપણે આ દુનિયાને જોઇએ છીએ, ત્યારે દરેક ચીજ માલીકના હુકમને માન આપી નિયમિત ચાલતી હોય, તેમ પોતે પોતાની ગતિમા બરાબર ચાલી રહેલી છે **ચ**દ્ર અને **સૂર્ય**ગ્રહણ પણ પોતાના નિયમ પ્રમાણેજ થાય છે, અને દરેક ૠતુ પણ—ઉનાળો, શિયાળો તથા ચોમાસુ વિગેરે—પોતપોતાના નિયમિત

વખતેજ આવે છે ત્હેનુ કારણ શુ ? ભાઇ **રતનશી**! એ સર્વને નિયમમા ચલાવનાર સૃષ્ટિના સ્વામી પ્રભુ પોતેજ"

**રતનશી**—"સ્વામીજી! એ તો કુદરતનુ કામ છે એમા ભગવાનનુ પ્રયોજન શુ ? ઑક્સિજન તથા હાઇડ્રોજનનો યોગ્ય પ્રમાણમા સયોગ થવાથી પાણી થાય છે એમા ભગવાનની સાબિતી શુ સમાયેલી છે ?"

**સ્વામીજી**—"જે અર્ધદગ્ધ અને અજ્ઞાની હોય છે, તેઓજ પૂરી વાતને સમજી શકયા નથી સાભળો બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઓક્સિજનના મળવાથી પાણી થાય છે, પણ તે બન્ને મેળવનાર કોણ છે ? જેમ કૅસ્ટિક સોડાનો એક ભાગ, ત્રણ ભાગ પાણી અને બે ભાગ તેલ, એમાની બધી ચીજનુ બરાબર મિશ્રણ કરવાથી સાબુ બને છે, તેમજ તે ઓક્સિજન અને હાઇડ્રોજનના પૂરેપૂરા ભાગ બનાવનાર કોણ છે ? કોઇ પણ ચીજ બનાવવામા તર્કશક્તિની જરૂર છે, અને તે શક્તિ આપવાવાળો જે છે, ત્હેનેજ હુ ભગવાન કહુ છુ, કારણકે જડ પદાર્થોમા તર્કશક્તિ નથી નિયમ નથી વ્યવસ્થા નથી કુદરત જડ છે તે ભગવાનની શક્તિ વગર કામ કદિ પણ કરી શકતી નથી ભગવાનની શક્તિ વગર ઝાડનુ એક પાદડુ પણ હાલી શકતુ નથી સૂર્ય-ચદ્ર ને તારા તથા સમસ્ત સૃષ્ટિનો કર્ત્તા, ત્હેમને નિયમિતપણે ચલાવનાર, ત્હેમની ગતિનો દાતા છે, તેમજ જીવોને સમજશક્તિનો આપનાર એજ ભગવાન્ છે"

**રતનશી**—"સ્વામીજી! એ ભગવાન્ કયા છે ?"

**સ્વામીજી**—"ભાઇ રતનશી! ભગવાન્ કયા નથી, તે તો કહો તમારો પ્રશ્નજ અર્થ વગરનો અને અધૂરો છે ભગવાન્ કયા છે ? ત્હેનો તો અર્થજ એટલો થાય છે કે, ભગવાન જાણે એકજ સ્થળે રહેતો હોયને ? પરતુ ભાઇ! પરમેશ્વર તો સર્વ સ્થળે-સર્વત્ર-સમભાવે

વ્યાપક છે તે ત્હમે પરિપૂર્ણ જ્ઞાની ન હોવાથી રહમજી શકતા નથી હવે સાભળો ડૉક્ટર હક્સ્લી કહે છે કે દરેક પરમાણુમા શક્તિ છે આ શક્તિ કાઇ પરમાણુ પોતેજ નથી, પણ પરમાણુમા શક્તિ છે એવા પરમાણુઓ કયા નથી? સર્વત્ર એ પરમાણુઓ ફેલાયેલા છે, અને જ્યા પરમાણુઓ છે, ત્યા શક્તિ પણ છે વળી દરેક પોતાની નરી આખોથી જેટલી નજર પહોચે ત્યા સુધીજ જોઇ શકે છે ત્હેની નજર દૂર નથી જતી, તેથી વધારે છેટે જમીન માણસો કે પરમાણુઓ નથી, એમ કઇ સાબીત થતુ નથી જેમ જમીન ઉપર ઉભા રહી, લાબે નજર કરશુ તો, એક બે માઇલ કે તેથી થોડુ વધારે ફક્ત આપણને જોવામા આવે છે પણ આપણે જો એક ઊચા ડુગર ઉપર ઉભા રહીને જોશુ તો, આપણે પન્દર-સોળ માઇલ સુધી જોઇ શકીશુ, અને તેથી પણ જો આપણે વધારે ઊચા જશુ, તો આપણને તથી વધારે દૂર દૂરનુ દૃશ્ય પણ સ્પષ્ટ દેખાશે દરેક જણુ ભગવાનને માને છે તે ભગવાનનુ નામ પણ લે છે તેમજ દરેક જણુ પોતાના જ્ઞાન અને યોગાભ્યાસ પ્રમાણે પરમાત્માને માને છે, કારણ કે **"મુડે મુડે મતિ ને તુડે તુડે સરસ્વતી."** એ રીતે એક ખેડુત પોતાની શક્તિ પ્રમાણે સાકાર ભગવાનને (મૂર્તિનેજ) ભગવાન્ માને છે અને એક વિદ્વાન કે, જે મહાત્મા છે, તે પોતાની શક્તિ પ્રમાણે સર્વ સ્થળે પરમાત્માનો નિવાસ માને છે, એટલે ભગવાન્ વિનાની કોઇ પણ જગ્યાજ ખાલી નથી, એમ માને છે પરમેશ્વર અખડ પરિપૂર્ણ, અનત અપાર, સર્વવ્યાપક છે, પરતુ ત્હેને સર્વ કોઇ પોતાના જ્ઞાન પ્રમાણેજ જોઈ શકે છે જેમ કે નરી આખો કોઇપણ ચીજને જૂએ અને ત્હેને જેવડી એ ચીજ જણાય, ત્હેના કરતા આઇગ્લાસ અથવા માઇક્રોસકોપથી જોતા તેજ ચીજ ઘણી મ્હોટી જોવામા આવે છે, તેથી તે ચીજ કઈ નાની-મ્હોટી થાય છે એમ ન કહેવાય, પણ તે આઇ-

ગ્લાસ કે માઇક્રૉસ્કોપનુજ કારણ છે તેવીજ રીતે ભગવાન્ કાંઈ ન્હાના મ્હોટા નથી, પરતુ માણુસની તર્કશક્તિનોજ ત્હેમા દોષ છે જે માણુસોમા યોગાભ્યાસનો પ્રભાવ થોડો છે જેણે અ'ધ્યાત્મવિદ્યામા આતરપ્રવેશ નથી કર્યો, ત્હેને ઇશ્વરનુ યથાથ સ્વ રૂપ શી રીતે સ્હમજાય? જેણે જેટલો અભ્યાસ અને પ્રયાસ કર્યો છે, તેટલીજ હદ સૂધી તે વાત કરી શકે છે, જેમકે એક મેટ્રીક સુધી ભણેલો છે ત્હેને ન્યાય, ફીલોસોફી કે સાઇકોલોજીની ખબર હોતી નથી, પણ જે ગ્રેજ્યુએટ એટલે બી એ કે એમ એ હશે, ત્હેનેજ મેટ્રીક કરતા ઉપરોક્ત ન્યાય કે ફીલોસોફી વિગેરે વધારે સારા સમજવામા આવે છે, તેજ પ્રમાણે ભગવાનને માણુસ પોતાના યોગાભ્યાસના પ્રમાણમાજ સ્હમજી શકે છે તેથીજ સત પુરૂષોના આશ્રયની જરૂર છે એ સતપુરૂષ એવો હોવો જોઇએ, કે જે પૂર્ણ અભ્યાસી હોય પવિત્ર ચારિત્રનો, નિરભિમાની, અને દયાળુ હોય, એવા સત પાસે જવુ જોઇએ રતનશીભાઇ! આ ઉપરની વાતોથી ત્હમારા સમજવામા આવ્યુ હશે, કે ઇશ્વર સર્વત્ર છે પણ જેણે જેટલો અભ્યાસ કરેલો છે, અને જેટલી સીમા સૂધી જે પહોચ્યો છે, તેટલુજ તે જાણે છે "

**રતનશી**—"સ્વામીજી! જો ભગવાન્ સર્વ સ્થળે છે, તો પછી અભ્યાસ કરવાનુ શુ પ્રયોજન? કારણ કે એકદેશી હોય, ત્હેને શોધવોજ જોઇએ વગર શોધ્યે તે મળતો નથી, પણ જે બધે ઠેકાણે છે, ત્હેને શોધવાની શી જરૂર?"

**સ્વામીજી**—"**રતનશીભાઈ!** ભગવાન સર્વત્ર છે જેવી રીતે સૂર્યનો પ્રકાશ સર્વત્ર છે તેમ, છતા પણ જો આપણે ઘરમા બેઠા હોઇએ, અને દરવાજા બધ હોય તો, આપણે સૂર્યના પ્રકાશને જોઈ શકતા નથી, તેવીજ રીતે ઇશ્વર સર્વવ્યાપક હોવા છતા પણ આપણે માયાના પડદામા પડેલા હોવાથી, ઇશ્વરને જોઇ શકતા

નથી જ્યારે યોગાભ્યાસથી આપણો એ માયાનો પડદો તૂટી જશે, ત્યારે આપણે ઇશ્વરને સર્વત્ર બરાબર જોઇ શકીશુ ઘરમા બેઠા છતા સૂર્યને જોઇ શકતા નથી વળી તે ઘર સૂર્યે બનાવેલુ નથી, પણ આપણેજ ચણીને તેમા બેઠા છીએ, તેવીજ રીતે માયાનો પડદો પણ ઇશ્વરનો બનાવેલો નથી, પણ આપણાજ મનથી આપણે બનાવીને આડો મૂકયો છે તે આપણાજ મનનો બનાવેલો માયાનો પડદો તોડીશુ, ત્યારેજ ઇશ્વરને જોઇ શકીશુ રતનશીભાઇ! સદ્ગુરૂ તથા અભ્યાસની ચર્ચા કે જે જરૂરની છે, તે આપણે આગળ કરીશુ હમણા તો જેટલુ જરૂરતુ છે, તેટલુજ કહ્યુ છે"

**રતનશી**—"સ્વામીજી! ભગવાનને શા માટે માનવા જોઇએ" જો તે ઇશ્વરને ભક્તિ કે ભજનની ચાહના હોય તો તે પરિપૂર્ણ કેમ કહેવાય? કારણ કે અનતને કશાની જરૂર નથી જો જરૂર હોય તો તે અનત અને પરિપૂર્ણ નથી, કારણ કે અનત એટલે જેમા કોઈ પણ ચીજની ખામી નથી તો એવા ભગવાનને ભજનની ચાહના કેમ હોય?"

**સ્વામીજી**—ભાઇ રતનશી! ઇશ્વરને તમારા ભજનની જરૂરીયત નથી, પણ ભજન તો તમારા પોતાનાજ કલ્યાણ માટે છે માયાનો પડદો આડો આવવાથી આપણે દુનીઆમા દુખી છીએ જૂઓ, દુનીઆમા રકથી રાય સુધી શુ ગરીબ કે શુ તવગર, બધા લોકો દુખી છે કોઇપણ માયાવાળો પદાર્થ સુખ આપી શકતો નથી કોઈ માણસ ધનમા, કોઇ સ્ત્રીમા, કોઇ ખાવામા, કોઇ વિદ્યામા સુખ માને છે પણ આપણે જરા વિચાર કરી જોઇશુ, તો જણાશે કે માયાવાળો કોઇ પદાર્થ આપણને નિત્ય સુખ આપી શકતો નથી રાજાને પૂછશો કે,—તમને પરિપૂર્ણ સુખ છે? તો તે કહેશે કે હુ બહુ દુખી છુ, કારણ કે મોટા રાજાઓનો મને ભય રહે છે, બીમારીનો પણ ભય રહે છે ભાયાતો પણ સુખે રહેવા દેતા નથી રૈયતની પણ ચિતા ભોગવી પડે છે, મારે બહારવટી-

આઓની પણ મ્હીક રાખની પડે છે હવે જેને વધારે સ્ત્રીઓ છે, તેને પૂછશો તો કહેશે કે હુ ગેગથી મુક્ત થતો નથી, ઘરમા હમેશા કજીઆ કકાસ થયા કરે છે દરેકનુ મન સાચવવુ પડે છે, એટલે મ્હારા જેવો તો દુનીઆમા બીજો કોઇજ દુખી નહિ હોય બાળબચ્ચાંવાલાને પૂછશો, તો ત્હેનો પણ એવોજ જવાબ મળશે કે, છોકરા સાજા-માંદા રહે છે બધા છોકરાઓને પરણાવવાના છે પૈસાની ચિંતા ભોગવવી પડે છે દુનીઆનો વ્યવહાર પણ બરાબર સંભાળવા પડે છે, અને ત્હેની હરહમેશ મનમા ચિતાજ રહુ છે હવે શ્રીમન્તને પૂછો કે,-ભાઈ તમે કેવા સુખી છો ? તો તે કહેશે કે, —"અમારા જેવા તો કોઇ દુખીજ નહી હોય શેરો ઉંચા ભાવે લીધેલા ત્હેનો ભાવ ઘટી ગયો છે વ્યાજે આપેલા નાણાની પણ ચિંતા રહે છે, કારણ કે વેપારીઓની હાલમા ડામાડોળ સ્થિતિ હોવાથી, અમારા પૈસા પાછા મળશે કે કેમ ? બેંકો ઉપર પણ હવે ભરોસો રહેતો નથી રોકડા ઘેર રાખીએ છીએ તો ચોરી અને લૂટની ધાસ્તી રહે છે, હવે શુ કરવુ ? તે કંઇ પણ અમને સમજ પડતી નથી " આ ઉપરથી આપણને સમજવામા આવે છે કે, દુનીઆમા કોઇપણ સુખીજ નથી કારણ જડ પદાર્થ, ચેતન્યને સુખ આપી શકેજ નહી ચૈતન્યને ચૈતન્યજ સુખ આપે છે, કારણ કે સત્ય સુખ, ચૈતન્યમાજ છે, અને અનંત ચૈતન્ય પ્રભુ છે પ્રભુ શિવાય બીજો કાઇપણ અનંત ચેતન્ય નથી એટલા માટે-**નિજાનંદ** ભોગવવા માટે-આપણે ઇશ્વરનુ ભજન કરીએ છીએ કંઇ ઇશ્વરને આપણા ભજનની ચાહના નથી આપણનેજ ચાહના છે તે તો પરિપૂર્ણજ છે આપણે પરિપૂર્ણ નથી, કેમકે સમુદ્રમા ગમે તેટલી માટી નાખશો, છતા સમુદ્રનુ પાણી જેવુ હશે તેવુજ રહેવાનુ, પરંતુ આપણી પાસે ન્હાનો લોટો હોય, તેમા પાણી ભરેલુ હોય, તેમા જો થોડી માટી

નાખીશુ તો, તે પાણી તરત ખરાબ થઈ જશે તેજ લોટાના પાણીને દરીઆના પાણીમા નાખીશુ, તો તે દરીઆના પાણીમા મળી જશે, અને માટી જણાશે નહિ તેવીજ રીતે આપણો જીવ, માયાના પદાર્થોમા મળી જવાથી, દુખનુ કારણુ પેદા થયુ છે પરન્તુ જો માયાના પદાર્થોને મૂકી ઇશ્વરમા ભળશો, તો ત્હમારો ઉદ્ધાર થશે તેનુજ નામ યોગ છે જેમકે **ભર્તૃહરિ, ગોપીચદ, બુદ્ધદેવ** વિગેરે મહાત્માઓ રાજ્ય તથા સ્ત્રીઓને ત્યજીને ઇશ્વરના ધ્યાનમા તલ્લીન થયા છે આથી સ્હમજાય છે કે, ઇશ્વરમાજ આત્માનો સાત્વિક અને સત્ય આનદ સમાયેલો છે

**રતનશી**—"સ્વામીજી, ત્યારે આ દુનીઆમા બધા માણસો ધન, સ્ત્રી ત્થા પુત્ર વિગેરેમા સુખ માને છે તેનુ શુ કારણુ ?"

**સ્વામીજી**—"ભાઇ રતનશી! સુખ તો પ્રભુમા તથા નિજ આત્મામા છે પરન્તુ જ્યા સુધી પરમેશ્વરને ત્હેણે જોયા નથી, ત્યા સુધીજ તે માયાના પદાર્થોમા સુખ માને છે જેવી રીતે કે શ્વાન સુકાએલા હાડકાને કરડે છે, ત્યારે ત્હેના મ્હોડામાથી લોહી નીકળે છે, જેથી તે સ્હમજે છે કે, હાડકામાથી લોહીનો સ્વાદ આવે છે, પણ ખરી રીતે સૂકા હાડકામા પણુ તેના પોતાનાજ મોઢામા એ હાડકા લાગવાથી લોહી નીકળેલુ છે તેવીજ રીતે માણુસ સ્ત્રી સયોગમા સુખ માને છે, પણ ખરી રીતે સ્ત્રીમા સુખ નથી પણ પોતાના આત્મામાજ સુખ છે, ત્હેનો અનુભવ ત્હેને ન હોવાથી એમ ઉલટુ જ માની લે છે

તેમજ ધનમા સુખ નથી, પણ સતોષમાજ સુખ છે અમેરિકન વિદ્વાનોએ એ વિષયમા પ્રત્યક્ષ કરી બતાવ્યુ છે કે, માયા અતિ દુખસ્વરૂપ છે કે જેના માટે નિરતર ઘણુ ચિતવન કરવુ પડે છે **જોન ગુલ્ફ કહે છે કે**'—

"My Crown is in my heart, not on my

head, not decked with diamonds and Indian Stones Nor to be seen My Crown is called Content A Crown it is, that seldom Kings enjoy "

**અર્થ**—"મ્હારૂ તાજ મ્હારા શિર પર નથી, પણ હૃદયમા છે તે **ભારતવર્ષ**ના હીરા કે માણેકથી જડેલુ નથી તેમજ તે જોવામા પણ આવતુ નથી એ મ્હારૂ તાજ, હૃદયનો સતોષ છે આ સતોષ રૂપી તાજ એવુ છે કે, જેનો આનદ રાજાઓ પણ ભોગવી શકતા નથી "

પ્યારા રતનશી ! પુત્ર જો સદ્ગુણી હોય અને તેનો દેહાત થાય, તો ઘણુ દુખ થશે, તેમજ જો દુરાચારી હોય તો, તેના દુષ્ટ કામોથી આખા કુલને કલક લાગે છે બધા સતોએ કહેલુ છે કે —

" પહેલુ બધન દેહનુ, બીજુ સ્રીનુ જાણ,
ત્રીજુ બધન પુત્રનુ, ચોથુ જ્ઞાતિ જાણ "

**રતનશી**—" સ્વામીજી ! એવા સતો કયા હોય છે ? તેમના લક્ષણો શુ હોય છે ? અને તેઓ કયા અને કેવી રીતે મળે છે, તે કૃપા કરીને કહો "

**સ્વામીજી**—ભાઇ રતનશી ! એવા સતો પૃથ્વી ઉપર જગતના ઉદ્ધાર માટે દયા કરીને વખતોવખત પ્રગટ થાય છે જેવી રીતે કે **કબીર** સાહેબ **કાશી**મા પ્રગટ થયા, કારણ કે ત્યાજ પડિતો અને વેભાગુ બ્રાહ્મણો પોતાના સ્વાર્થ માટે દુનીઆને ઉધે માર્ગે દોરતા હોઇ, કબીર સાહેબને પ્રગટ થવાની જરૂરિયાત થઇ તેવીજ રીતે **પંજાબ**માથી ભક્તિ અને પ્રેમનો લોપ થતા, **ગુરૂ નાનક** સાહેબ પ્રગટ થયા જ્યારે મુસલમાનોનો જુલમ અને **ઔરગજેબ** જેવા જબરજસ્તીથી હિદુઓને મુસલમાન કરવા લાગ્યા, ત્યારે તે જુલમ દેખીને ગુરૂ **ગોવિંદસિહ** પ્રગટ થયા અને લગભગ એક સૈકા ઉપર, એટલે કે ઇ સ ૧૮૧૮ મા સ્વામી **શિવ**નારાયણ

આગ્રામા પ્રગટ થયા તે વખતે આખી દુનીઆમા ધર્મચર્ચા જોર-શોરથી ચાલી રહી હતી તે વખતે ખરો ધર્મ શુ છે, તે સમજાવવા માટે એ સત પ્રગટ થયા હતા કારણ કે એ સમયમા ધર્મચર્ચા માત્ર વાચિક જ્ઞાનીઓની હતી, અને આતરિક અભ્યાસની પરેપુરી કોઇને સમજણ કે ખબર નહતી તે આતરિક અભ્યાસ પૂરી રીતે સમજાવવા માટે હેમને પ્રગટ થવાની ખાસ જરૂરીઆત જણાઇ સ્વામી મહારાજના ખાસ શિષ્ય રાયબહાદુર શાલીગ્રામજી તે સમગ્ર ભારતના જનરલ પોષ્ટ માસ્તરસાહેબ આગ્રા શહેરની પીપલમડીમા પેદા થયા જેઓએ આખી દુનીઆમા આતરિક સહજ યોગાભ્યાસ બહુ સહેલી રીતથી બતાવ્યો જગથત અને તેનો અભ્યાસ ખાસ કરી તેમના માટેજ છે કે, જેને સાચા માલીકને મળવાની ચાહના છે, અને જેને પોતાના આત્માનો ઉદ્ધ કરવો છે જે થોડા દુનીઆના માયિક પદાર્થોને નાશવાન્ તથા ખોટા સ્હમજીને, વિરકત થઇ ખાસ પ્રભુને શોધવા માટેજ પ્રેમ અને વૈરાગ્યમા લીન થયેલા છે, તેમના માટેજ આ રસ્તો ખુલ્લો છે, બીજાઓ માટે નથી પ્યારા રતનરા! સતોના લક્ષણ ઓળખનાર ખાસ સતોજ હોય છે પરતુ સતોએ પોતાની પવિત્ર વાણીથી પોતાના પુસ્તકોમા લખ્યુ છે, તે તમે સાભળો —

હમારા હજુર **શાલીગ્રામ** સાહેબે પોતે પોતાની પવિત્ર વાણીમા પહેલા શરૂમા તો સતના લક્ષણો કહ્યા છે તે તમોને તેમનાજ શબ્દોમા કહુ છુ —

“તબ સ્વામી બોલે સુન લીજે,
કાન લગાય ચિત્ત અબ દીજે,
સત કહુ અબ ઉનકો ભાઇ!
સત લોક જીન સુરત સમાઇ
ચોથા લોક તિનકે પારા,

સત નામ સતગુરૂ દરબારા
સત સુરત વહા કરે વિલાસા,
સત્ પુરૂષ સત્ શબ્દ નિવાસા.
ત્રિલોકી કે આગે હૈ શૂન્ય,
શૂન્ય કે આગે હય મહા શૂન્ય
મહા શૂન્ય કે પાર ઠીકાના,
ગુફા તહા કરત બપાના !
તહા કે પરે લોક હય ચોથા
બિન વહા પહોચે સબ હય થોથા !
સત બિના કોઈ વહા ન પહોચા
બિન વહા પહોચે, સત ન હોગા "

**રતનશી**—"સ્વામીજી ! એ અમે કેમ જાણીએ કે, કોઈ સત્-લોકમા પોચી ગયો છે કે નહિ ? કારણ કે આજકાલ ઘણા માણસો થોડોક નામનો અભ્યાસ કરીને, પોતે ગુરૂ થઈ બેઠા છે સ્વામીજી ! અમો કેમ જાણીએ કે, તેઓએ કેટલો અભ્યાસ કર્યો છે અને ત્હેમનામા શુ લક્ષણો હોય છે ? જેમ કે B A પાસ થએથો તે **લૉજીક**, ફિલૉસૉફી, સાયન્સ વિગેરે જાણે છે, પણ તેની પરીક્ષા તો તેટલો ભણેલો હોય, તેજ કરી શકે પણ અમે અજ્ઞાન જનો કેવી રીતે જાણીએ કે અમુકમા શુ જ્ઞાન છે ? તે સમજાવો "

**સ્વામીજી**--" પ્યારા રતનશી ! ત્હમારા જેવા જો સત્સગમા આવે તો, સારી રીતે જાણી શકે કારણ કે જ્યા સુધી સવાલો પૂછવામા ન આવે, ત્યા સુધી ત્હેના અજ્ઞાનનો નાશ થતો નથી **ગુરૂ નાનક સાહેબ, કબીર સાહેબ, દાદુ સાહેબ, પલટુ સાહેબ** વિગેરે સંતોએ ત્હેનો નિર્ણય કરેલો છે ત્હમે ગભરાઓ નહિ, **નાનક સાહેબ** પોતેજ કહી ગયા છે કે —

" રહેણી બીના જો સત હય, સીધો જમપૂર જાય,"

સંતની રહેણી તો ઉત્તમજ હોવી જોઇએ રહેણી એટલે આપણી સુરત યા વૃત્તિઓ, સદાય ચેતન જે ઠેકાણે રહે તે તે સ્થાનનુજ કામ કરે છે જેમકે, માણસની સુરત જો જનનેન્દ્રિયમા જાય, તો હેને કામ પેદા થાય છે જો સુરત નાભિમા જાય, તો ક્રોધ થાય હૃદયમા જાય તો લોભ ઉત્પન્ન થાય, કંઠમા જાય તો મોહ પેદા થાય છઠ્ઠા ચક્રમા જાય તો અહંકાર પેદા થાય પણ જો **'સુરત શબ્દ'-'અભ્યાસ'** કરી, એ વૃત્તિયો ઉપર ચ્હડે, તો–શીલ, સંતોષ, ક્ષમા, દયા, ધૈર્યતા મેળવે છે જેઓ કામી, ક્રોધી, અહંકારી, લોભી અને મોહવાન્ છે, તે કદિ સંત થઇ શકતાજ નથી કારણ કે હેની સુરતા નીચેના પ્રદેશમા છે અને કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર નીચેનાજ સ્થાનમા છે તેથી તે સંત થઇ શકતો નથી જેમકે શુદ્ધ રાજા ખરાબ ચીજ ખાતો નથી, કારણ કે તે હમેશા કસ્તુરી મિશ્રિત પદાર્થો ખાય છે રાજા એવી ખરાબ દુર્ગંધવાળી ચીજો જોઇને ક્ષોભ પામે છે બગલો મચ્છી ખાય છે, અને હંસ મોતી ચરે છે આ ઉપરની સ્હમજી શકાશે કે, આ હંસ છે, અને આ બગલો છે આ શિવાય જેની વૃત્તિ પોતાના પ્યારા સદ્‌ગુરૂમાજ છે, તે કામ, ક્રોધ, મોહમા કેમ ફસાશે? **કબીર** સાહેબ કહે છે કે—

" નારી તો હમ ભી કરી, જાના નહિ બિચાર,
જબ જાના તબ પરહરી, નારી બડી બિકાર "

ભાઇ રતનશી! આજકાલ તો ગુરૂ બનીને બચ્ચાઓ પેદા કરે છે અને શતગુણો સંસાર ચલાવે છે! સંતો જ્યારે આચાર્ય વા ગુરૂ બને છે, ત્યારે પોતાની સુરતા કોઈ પણ વખતે નીચેની ઇંદ્રિયોમા લઇ જતાજ નથી જેમ કે હંસ ભૂખે મરી જશે, તો પણ તે માછલી ખાશે નહિ તેમજ રાજા પણ ખરાબ ચીજ ખાશે નહિ વળી શાસ્ત્રોમા કહ્યુ છે કે,–જે સંત હશે અને ઇશ્વરનો પ્યારો હશે તે જન્મથીજ ખોડ ખાપણરહીત અને પરમ શુદ્ધ ચારિત્રવાળો હશે,

**રતનશી**—" સ્વામીજી ! કોઇ પણ માણુસ કે જેને કામક્રોધ વિગેરે નથી તેને પણ સંત સમજવો ? "

**સ્વામીજી**—" ભાઇ રતનશી ! જે ખોટું બોલતો નથી, અથવા જેને કામ ક્રોધ વિગેરે દોષો નથી, એવો માણુસ જો કહે કે-' હું સંત છું ' અને તમોને જો આંતરિક અભ્યાસમા મદદ કરે, તો જેટલી હદ સુધી જ સહાયતા કરે, તેટલી તેની મદદ લ્યો, અને ત્હેણે જેટલી સહાયતા કરી હોય તે તેટલે દરજ્જે તેને સંત ગણુવો."

**રતનશી**—" સ્વામીજી ! સંતનો પણ વળી દરજ્જો થાય છે કે ? "

**સ્વામીજી**—" ભાઈ ! સંતનો દરજ્જો નથી, પણ સંતની નીચેના અભ્યાસી કે જે દશમા દ્વાર સુધીજ પહોચેલા છે, ત્હેને અમો 'સાધ' કહીએ છીએ અને સાધના આ લક્ષણો છે **બી. એ.** પાસ થયેલાને **એમ. એ.** કહેવાશે નહિ. તેમજ **એમ. એ.** વાળાને મેટ્રીક્યુલેટેડ કહેવાશે નહિ. તેવીજ રીતે સંતને સાધ અને સાધને ગુરૂમુખ કહેવાશે નહિ. "

**રતનશી**—" સ્વામીજી ! સાધ કોને કહેવાય ? "

**સ્વામીજી**—" સાધની ઓળખાણુ આ પ્રમાણે છે. "

" સંત ભેદ સબ નિર્ણય કીના,
સાધ ભેદ અબ તુમલો ચીના;
સંત મતેકા નિશ્ચય કરૈ,
સુરતશબ્દ કે મારગ ચલૈ.
જાય ત્રિવેણી મજ્જન કરૈ,
શૂન્ય સરોવર ત્રિકુટી પરૈ;

સાધ નામ હમ યહાંકો ગાઇ,
બિન સાધે યહ સાધત ભાઈ. '

અમારા હજૂર ગુરૂમહારાજ દીનદયાળ, અંતર્યામી, ઘટ ઘટવાસી, બધી વાતોનો બગબર નિર્ણય કરી ગયા છે. હવે જે સાધ દશમાદ્વાર સુધી પહોચી ગયો છે; જે કામ ક્રોધ શત્રુઓના ચક્રથી દૂર રહ્યા છે અને દ્દઢ નિશ્ચયથી અનન્ય ભાવે એક માત્ર પરમાત્માના ચરણકમલમા પ્રેમ લગાવી ઉપર ચ્હડવાની કોશીશ કરી રહ્યો છે, તે ખરો સાધક કહેવાય છે. એવી રીતે ગુરૂમુખ કોને કહેવા તે સાભળોઃ—

" ગુરૂમુખ સંત અબ બને સુનાઊં,
યહ પિછાન તોહી મેં સમજાઊં;
સંતનકી બાની જો પઢતે,
સુરતશબ્દકા નિશ્ચય કરતે.
સંતશરણ જિન દ્દઢ કર પકડી,
કર વિશ્વાસ સુરત નિજ જકડી,
વિના સંત નહિ ઔર ભરૂસા,
કરમ ભરમ તજ ચિત્તકોં પોષા.
સુરતશબ્દ મારગ કુચ્છ સાધે,
જિતના બને ઉતના આરાધેં,
ઈનકા નામ ગુરૂમુખ તુમ જાનો,
પ્રીત કરો ઇન સેવા ઠાનો.
ચાહે બસ્તર રંગ ધરકોં છોડેં,
ચાહે ઘર રહેં મનકોં મોડેં; "

એવાને ગુરૂમુખ કહેવાય. " ભાઇ રતનશી ! અહિં તો બધાની ડીગ્રીઓ છે. જેવી રીતે એક ડુગર પર કુદકો મારી ચ્હડાતું નથી, પણ પગથીએ ચ્હડાય છે, તેમજ

કક્કો બારાખડી ભણ્યા વગર તમારાથી કઈ વાચી શકાશે નહિ. દરેક બાબતના પગથીઆ હોય છે. એક એક પગથીએ ચ્હડાય, ત્યારે ખરી ફત્તેહ મેળવી શકાય છે. ”

રતનશી—“ સ્વામીજી ! એવા સત કેવી રીતે મળે ? આજ કાલ તો ગેરૂથી કપડા રગી, બે ચાર પાનાજ પુસ્તકો ભણીને ઘણા દાંભિકો પોતાને ‘ સંત ’ કહેવડાવે છે અને પોતાને ‘ અહં બ્રહ્માસ્મિ. ’ માની બેઠા છે આથી આપણે કોને ખોટા અને કોને ખરા સમજિયે ? ”

સ્વામીજી—“ પ્રિય રતનશી ! આ પ્રસગ એવો છે કે, જેના માટે પૂરતો વિચાર કરવો પડે છે. વેદ વચનોથી પણ ભિન્ન ભિન્ન પ્રયોજનવશાત્ એક બીજાથી વિરૂદ્ધ જાય છે જગદ્ગુરૂ શંકરાચાર્ય, જેઓ સર્વ વેદોને પૂરેપૂરી રીતે જાણતા હતા, તેમણે કહ્યું છે કે, ‘ अहंब्रह्मास्मि’ એ વેદોનો મુખ્ય મત્ર છે વળી દયાનંદ સરસ્વતીજી પણ વેદોના પૂર્ણ જ્ઞાની હતા; તેમનું કથન વળી એવુ છે કે,–વેદોમા એમજ લખ્યુ છે કે, જીવ કદિ પણ બ્રહ્મ થઇ શકતો નથી, અને બ્રહ્મ કદિ જીવ થઈ શકતો નથી. બ્રહ્મ–જીવ–માયા અને કર્મ એ ચારે અનાદિ છે. અને જીવ તો હમેશને માટે કદિ પણ સ્થાયી મોક્ષ થઇ શકતો નથી, પણ અમુક મુદ્દત સુધી જીવો મોક્ષ ભોગવી શકે છે. આ ઉપરથી સમજાય છે કે આ બેઉ સંસ્કૃતના પૂર્ણ વિદ્વાનો હતા, છતા તેમની નજરે વેદમત ભિન્ન છે. અંગ્રેજીમા કહેવત છે કે,—“Who can decide when Doctors disagree.” અર્થાત્ બે મોટા વિદ્વાનોજ જ્યારે એક બીજાથી વિરૂદ્ધ જાય છે, ત્યારે ત્હેનો ફેંસલો

બીજો કોણ કરશે ? આપણે તો સંસ્કૃતના પૂરા વિદ્વાન નથી તે કેમ સમજી શકીએ કે કઈ વાત બરાબર છે ? આ શિવાય આખી દુનિયામા જોઈશુ તો, સંસ્કૃતના પૂર્ણ વિદ્વાન ઘણા થોડાજ નજરે પડે છે. ઘણો ભાગ તો એવો છે કે, જેમને સસ્કૃતનું બિલકુલ જ્ઞાન નથી ત્યારે ત્હેના માટે શુ ઈશ્વરનો દરબાર ખુલ્લો નથી ? જેઓ સસ્કૃત જાણતા નથી ત્હેમને શુ ધર્મનો અધિકાર નથી ? શું ભગવાન સસ્કૃતજ જાણે છે અને બીજી ભાષાઓ જાણતા નથી ? શુ સંસ્કૃતજ્ઞાતાનેજ પ્રભુમદિરનો અધિકાર છે ? જુઓ પરમેશ્વર તો સર્વશક્તિમાન્, સર્વજ્ઞ, હર્ત્તા અને જગકર્ત્તા હોવાથી, બધી ભાષાઓ જાણે છે. મુગાની વાત પણ પરમેશ્વર સમજી જાય છે તો પછી જેઓ સસ્કૃત જાણતા નથી, ત્હેમની વાત શુ પરમેશ્વર નહિ સમજતા હોય ? જરૂર પરિપૂર્ણ સમજે છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે ધર્મના તત્ત્વ-વિચારોમા ફક્ત વાચિક જ્ઞાનનીજ જરૂર નથી, પણ આતરિક અભ્યાસનીજ ખાસ જરૂર છે. માટે જે આતરિક અભ્યાસના પૂરા અભ્યાસી અને અનુભવી છે, ત્હેમને મળી ત્હેમની પાસે અભ્યાસ લેવા માટે વિનતી કરો. બાકી એવો સત કેમ મળે, તે હવે કહું છું, તે સાભળો, જયારે ત્હમારા અતરમા એવા સતને મળવાને પૂરેપૂરી ચાહના પેદા થશે, ત્યારે ત્હમોને તરતજ તે આપોઆપજ આવી મળશે. અંગ્રેજીમા કહેવત છે કે,
Where there is a will there is a way.

અર્થ—જયા આશા ત્યાં વાસા, જો ત્હમારી આશા કોઈ ચીજને માટે ઈન્તેજારી ભરેલી હોય તો તે ચીજ

ત્હેમોને જરૂર મળશે. આપણે ભગવાનના અંશ છીએ, અને જો ત્હેને મળવાને પૂરી પ્રબળ ચાહના હશે, તો ભગવાન જરૂર મળશે. આ મત દુનિયાના દરેક માણસો માને છે. અમેરિકન સાઇકોલોજીસ્ટ (એટલે માનસિક શાસ્ત્રનો અભ્યાસી) સ્પષ્ટ રીતે કહે છે કે, 'જ્યા અમારી આશા હશે, ત્યાજ અમારો વાસ થશે. એટલા માટે જે જે પ્રેમી અને પૂરા જીજ્ઞાસુ હશે ત્હેમને જરૂર ભગવાન મળશે."

રતનશી—"સ્વામીજી! યોગાભ્યાસ એટલે શુ? અમારા પૂર્વજ ઋષિમુનીઓ પ્રાણાયામ, અષ્ટાગયોગ, હઠયોગાદિ કહી ગયા છે. ત્યારે આપ કોઈ આ શિવાય બીજીજ રીતનો યોગ કહો છો? અને આગળનો કહેલો યોગાભ્યાસ શુ મિથ્યા છે! હમણા જે જે નવી નવી રીતો કહેવામા આવે છે, ત્હેના ઉપર કેમ ભરોંસો બેસે? અમારા પૂર્વજો જેમ કહી અને કરી ગયા છે, તે પ્રમાણે શુ અમારે ન કરવુ'? આપે તો વળી અમને નવીન ભ્રમણામાજ નાખી દીધા છે."

સ્વામીજી—"પ્યારા રતનશી! યોગાભ્યાસ એ શબ્દનો અર્થ આ પ્રમાણે થાય છે કે, 'યોગ' એટલે 'મળવુ' અને અભ્યાસ એટલે ત્હેનુ શિક્ષણ. પરમેશ્વરને કેવી રીતે મળવું', તે સમજાવનાર શિક્ષણ તે યોગ અર્થાત્ જે આપણો પરમેશ્વર સાથે મિલાપ કરી આપે, તેજ સાચો યોગ કહેવાય. અષ્ટાંગ યોગ વગેરે કાંઈ ખોટા નથી. પણ તે પ્રાચીન વખત કે જે વખતે માણસો પૂરા કદાવર અને ઘણી તાકત વાળા હતા, તે વખતને માટે

એ યોગ હતો, કારણ કે માણુસો યોગસિદ્ધિ કરી શકતા હતા. હમણા માણુસોના ચહેરા તરફ જોશો તો જણાશે કે, તેઓ કેવા દુબળા તાકત વગરના અને નિર્માલ્ય બની ગયેલા છે. તેમનાથી હઠયોગ વિગેરે કેવી રીતે સાધી શકાય ? આગળના વખતમા માણુસોના શરીરની પ્રકૃતિ અને તેના રોગોના પ્રમાણમાજ વૈદ્યો દવા ઘણી બુદ્ધિ–યુક્તિ પૂર્વક આપતા હતા, તેટલીજ દવા જો હમણા આપવામા આવે તો માણુસો મરી જાય. તમો કહેશો કે વધારે દવા ખાવી એ પ્રાચીન રીત હોવાથી અમો પણ વધારે ખાઇશુ, તો તમો મરણુને શરણ થશો. વેટરનરી ડૅાકટર ઘોડા વિગેરે જાનવરોને દવા આપે છે. તેજ દવા માણુસને તેથી આઠમા ભાગની આપે છે. કહિ તેટલીજ જો આપે તો માણુસની જીવહાનિજ થાય છે ત્હમોને ખબર હશે કે, શ્રીમહમદ પયગમ્બરે પોતાના કુરાનેશરીફમા લખ્યુ છે, કે, ‘ કોઇ પણ મુસલમાન ચાર સ્ત્રી કરી શકે છે.’ એની મતલબ એ છે કે, આગળના વખતમા માણુસો દશ ફૂટ લાબા અને પાચ ફૂટ પહોળા હતા. ચાલીશ સ્ત્રીઓ ભોગવી શકવાની તેઓ તાકત ધરાવતા હતા. પણ હમણા તો એક સ્ત્રી પણ સંભાળવી મુશ્કેલ થઇ પડી છે ! ત્યારે ચારની વાતજ કેમ થાય ? આગળના વખત માટે તે ઠીકજ હતું. તેવીજ રીતે હમણા આપણા શરીર દુર્બળ હોવાથી સંતોએ દયા કરીને ‘ **સુરતશબ્દ–અભ્યાસ** ’ નો સહેલો રસ્તો બતાવ્યો છે. પ્રાચીન રીતે પ્રાણાયામ કરવા લાયક આપણા શરીર નથી. ઘણા માણુસો પ્રાણાયામ કરવામાં માદા અગર ગાડા બની ગયા છે ! પ્રાણની હદ

દશમા દ્વાર સુધી છે. જેની જેટલી હદ છે, તેટલે સુધીજ તે જઈ શકે. વળી પ્રાણુ જડ છે. પ્રભુ તો ચૈતન્ય છે અને જડ પદાર્થો ચૈતન્યમા મળી જતા નથી.”

રતનશી—“સ્વામીજી! આ તો નવીજ વાત છે. અમ્હારા શાસ્ત્રમા એમ કહ્યુ નથી શું અમારા શાસ્ત્રને મૂકી તમોને માનીએ? શું આગળના વખતમાં મોક્ષ કોઇને મળતો નહોતો? આ નવીજ રીતથી હવે મોક્ષ મળશે?”

સ્વામીજી—“ભાઈ રતનશી! આગળના વખતમા કાસદ મારફતે સદેશા જતા હતા. તેના માટે વખત તથા પૈસાનો પણ વધારે ભોગ આપવો પડતો હતો. હમણા ટપાલ દ્વારા કાગળો જલદીથી અને છેક ઓછે ખર્ચે જાય છે. તો શુ ટપાલદ્વારા પત્રવ્યવહાર ન કરવો? કારણુ કે ટપાલ નવી છે! આગળના વખતમાં રેલગાડી, આગબોટ, સબમરિન, એરોપ્લેન, વાયરલેસ ટેલીગ્રાફી, વિગેરે સાધનો નહોતા. તે બધાં હમણા નવીન થયા છે. તો શું તે ખોટા છે? મોટોરકાર નવીજ હોવાથી શુ તમો તેમાં નહિ ચડો? જરૂરજ ચડશો. કારણુ કે આ બધી ચીજો નવી છતા ફાયદાકારક અને સાચીજ છે. ઇશ્વર તો સત્યને ચહાય છે. અને જેવો વખત તે વખત પ્રમાણે નવી ચીજો બનાવવાનું જ્ઞાન આપે છે. અને ત્હેના આપેલા જ્ઞાનથીજ નવી ચીજો અને નવી રીતો પેદા થાય છે. ઇશ્વરને કોઇ પણ વાત નવી નથી. આ નવાપણું તો ફક્ત તમનેજ જણાય છે, કારણુ કે તમો અલ્પજ્ઞ છો. આપણા શાસ્ત્રો

તથા વેદોમાં કહ્યું છે કે, જ્ઞાન મેળવવા માટે ગુરૂને શોધો, કે જે તમોને સત્ય જ્ઞાન આપશે. એનું કારણ એ છે કે જેવો જેવો વખત આવશે, તેવે તેવે વખતે તમારા ઊદ્ધાર માટે તેવો તેવો ગુરૂ મળશે."

રતનશી—"સ્વામીજી ! ત્યારે હમણા સંતોએ યોગનો કયો કયો રસ્તો બતાવ્યો છે ?"

સ્વામીજી—"ભાઈ રતનશી ! મ્હેં આગળજ ત્હમને કહી દીધુ છે કે, યોગ યાને મળવુ, એટલે આપણુ ચેતન પરમાત્માને મળે ત્હેને 'યોગ' કહે છે. જ્યોતિ જ્યોતિમા સમાઈ જાય છે. બધા સંતોએ જીવનમુક્તને મુખ્ય કહ્યા છે; પણ મરી જવા પછી મુકત થવુ, એની કાંઇ ખાત્રી થતી નથી; પણ જીવ તેજ પોતે પોતાને મુકત જાણી શકે, અને મુકત થઇ શકે એવા અભ્યાસનેજ ખરો યોગ કહેવાય. ભાઇ રતનશી ! એવા સાચા યોગને સંતોએ 'સુરતશબ્દ અભ્યાસ યોગ' કહ્યો છે. 'સુરતશબ્દ યોગ' એટલે પોતાની સુરતાને ( ચૈતન્ય ) શબ્દમા મિલાવી દે. એટલે કે પ્રભુમા પોતાના ચૈતન્યને મેળવી આપે તેનુંજ નામ 'સુરતશબ્દ યોગ' કહ્યો છે"

રતનશી—"સ્વામીજી ! શું અમ્હારૂં ચૈતન્ય એક દેશી છે ? અને શુ પ્રભુ પણ એક દેશી છે ?"

સ્વામીજી—"ભાઈ ! પ્રભુ સર્વશક્તિમાન્ અને સર્વત્ર વ્યાપક છે; પણ ત્હમારૂ ચૈતન્ય તો એક દેશીજ છે; કારણ કે ત્હમારૂં ચૈતન્ય તો ત્હમારાજ શરીરમાં છે. તેથી કરીને તમોને પ્રભુ પણ એક દેશીજ સમજવામાં

આવે છે. જેમ કે સૂર્યનો પ્રકાશ તો સર્વત્ર વ્યાપક છે; છતાં પણ આપણે તો એમજ સમજીએ છીએ, કે સૂર્ય તો પૂર્વ દિશામાજ ઉગે છે, ને ત્હેના કિરણો પણ પૂર્વ તરફથીજ આવે છે. તેવીજ રીતે સાજના પશ્ચિમ દિશામાંથી કિરણો આવે છે. આ ઉપરથી એમ પણ કહેવાય છે કે, સૂર્ય એક દેશી પણ છે અને સર્વત્ર પણ છે."

રતનશી—"સ્વામીજી ! ત્યારે એ ચૈતન્યનો અર્થ શુ ? કારણ કે જ્યા સુધી સુરત એટલે ચૈતન્યનો અર્થ સમજવામા નહિ આવે, ત્યા સુધી ત્હેના અભ્યાસનુ પણ અમારાથી કેમ સમજાય ?"

સ્વામીજી—"ભાઇ રતનશી ! ચૈતન્ય એટલે જ્ઞાન સમજવાની શક્તિ, સુખ દુઃખ સહન કરવાની શક્તિ, વધઘટ થવાની શક્તિ, ચાહશક્તિ, તાકત વિગેરેની શક્તિ, તથા હરેક જાતની શકિતનુ જે મૂળ કારણ છે તેનુંજ નામ ચૈતન્ય છે."

રતનશી—"સ્વામીજી ! ત્યારે આ જે મૂળ કારણ (ચૈતન્ય) ત્હેનુ મૂળસ્થાન કયાં છે !"

સ્વામીજી—"ભાઈ રતનશી ! ચૈતન્યનુ મૂળસ્થાન 'રાધાસ્વામીપદ' એટલે સતલોકમા છે."

રતનશી—"સ્વામીજી ! જ્યારે ચૈતન્યનુ મૂળસ્થાન રાધાસ્વામીપદ એટલે સતલોકમા છે, ત્યારે આ શરીરથી દુનિયાનો વ્યવહાર કેમ કરી શકાય ? કારણ કે સતલોકમા માયા નથી; પણ ફકત સત્ય છે. તેમજ તે બહુ ઊંચે છે. તો પછી માયાના આધાર વગર દુનિયાનો વ્યવ-

વહાર ચૈતન્ય કરી શકતું નથી. પણ આપણે જોઈએ છીએ કે, દરેક જણ દુનિયાનો વ્યવહાર કરે છે. આ ઉપર સમજાય છે કે, ચૈતન્યનુ સ્થાન સત્‌લોકમા નથી."

**સ્વામીજી**—"ભાઇ રતનશી ! હું એમ નથી કહેતો કે, હમણા ચૈતન્ય સત્‌લોકમા છે, પણ મારૂં કહેવું એમ છે કે, મૂળથીજ પ્રભુમાથી ચૈતન્ય આવ્યુ છે, અને માયામાં લપટાઇ તે દુઃખસ્વરૂપ થઈ ગયુ છે. જેવી રીતે બત્તીની લાઇટને આડા સાત આઠ પડદા આવવાથી, બત્તી એકદમ ઝાંખી બને છે અથવા મુદ્દલ દેખાતીજ નથી; તેવીજ રીતે ચૈતન્યને પણ મૂળસ્થાનમાથી માયાના પડદા આડા આવેલા હોવાથી હમણાં પણ ચૈતન્ય સત્‌લોકમા નથી; પણ નીચેના સ્થાનોમા છે. એ માયાના પડદા તૂટી જશે, એટલે પાછું પોતાના અસલ સ્થાન–સત્‌લોકમા આવશે ત્યારેજ ત્હેનો મોક્ષ થયો કહેવાશે."

**રતનશી**—" સ્વામીજી ! ચૈતન્ય સત્‌લોકમાથી નીચેના કયા કયાં સ્થાનોમાથી કેવી કેવી રીતે નીચે ઉતરી આવેલ છે ? અને વળી માયામા કેવી રીતે લપટાઇ ગયેલ છે તે કૃપા કરી કહો."

**સ્વામીજી**—" ભાઈ રતનશી ! આ તો ત્હમે રચનાની ઉત્પત્તિનો સવાલ પૂછેલો છે કે કેવી રીતે પહેલાં રચના થઈ ? સાભળો, પહેલા સત્‌લોકમાથી ચૈતન્ય ભવર ગુફામા આવી, ત્યાથી દશમા દ્વારમા ઉતરી, દશમા દ્વારથી ત્રિકુટીમા આવીને માયામા લપટાઇ ગયું તે માયાનું નામ શકિત છે.

શાસ્ત્રોમાં પણ એમજ કહ્યું છે કે,

'એકહી માઇ જગત વિહાઇ,
તીન ચલે પરવાન;
એક ભંડારી, એક સંસારી, એક લાલ હિયે દીવાન.'

અર્થ—એક શકિતએ ત્રણ બાલકો પેદા કર્યાં, કે જેનાં અનુક્રમે નામ બ્રહ્મા, વિષ્નુ અને રુહેશ છે એ ત્રિમૂર્ત્તિ, ત્રિકુટી સ્થાનમાથી શકિત વડે પેદા થઇ, ત્યાથી સહસ્રદલ કમલમા ઉતરી, ત્રીજા તલમાં જેઓ જીવ ચિતવન તેવી અવસ્થામા સુરતા આવી છે આ વાત દુનિયાનો દરેક મત માને છે. અંગ્રેજો એને ટ્રીનીટી (ત્રિમૂર્ત્તિ) કહેલી છે. મુસલમાનો પણ એવીજ રીતે માને છે એ લોકોએ પણ પોતાના સ્થાનના જૂદાં જૂદા નામ રાખ્યાં છે તે નામો આગળ જતા આપીશું"

રતનશી—"સ્વામીજી! તમોએ તો સહસ્ર દલ કમલ સુધી સુરતા બતાવી, ત્યારે શું તે ત્યાજ અટકી, કે ત્યાથી નીચે ઉતરી? ઉતરીને કયા કયા સ્થાનોમાં ગઇ? તે સ્થાનોના નામ શુ?"

સ્વામીજી—"ભાઇ! સહસ્રદલ કમલથી નીચે છઠ્ઠુ ચક્ર છે. છઠ્ઠા ચક્રથી નીચે કંઠચક્ર છે. કંઠચક્રની નીચે હૃદયચક્ર છે, ત્હેના નીચે નાભિચક્ર છે, ત્હેની નીચે ઇન્દ્રીય ચક્ર, ને તેની નીચે ગુદાચક્ર છે. સુરતા સત્‌લોકમાંથી દરેક સ્થાનમાં થઈને નીચે ઉતરી ગુદાચક્રમાથી નીચે ફેલાય છે. હવે અભ્યાસનો અર્થ એ છે કે, આ બધુ ઉલટાવીને ઉપર સત્‌લોકમાં પહોચાડવું, ત્હેનુંજ નામ અભ્યાસ છે; કારણ કે નીચેનાં સ્થાનો એટલે નવ દ્વારોની અંદર માયાનું,

જબરદસ્ત સ્થૂલ છે, ઉપરનાં સ્થાનોમાં દશમા દ્વાર સુધી સૂક્ષ્મ અને કારણ છે.”

રતનશી—“સ્વામીજી ! નીચેના સ્થાનોમા માયા સ્થૂલ અને ઉપરનાં સ્થાનોમા માયા સૂક્ષ્મ અને કારણ કહો છો; તે કેવી રીતે ?”

સ્વામીજી—“ભાઇ ! જુઓ, જે માણસ ઇદ્રિયોમાં સુરતા રાખે છે, ત્હેને કામ ઉત્પન્ન થાય છે. જો નાભિમા રાખે તો ક્રોધ પેદા થાય છે, હૃદયમા સુરતા જાય તો લોભ થઇ જાય, કંઠમાં જાય તો મોહ થાય, છઠ્ઠા ચક્રમા જાય તો અહંકાર થશે. એની મતલબ એ છે કે, જે જે સ્થાનોમા સુરતા જશે, ત્યા ત્હેના ફળ ત્હેને ચોક્કસ મળશે. સ્થૂલ માયા એ છે કે, જે આપણી નરી આખોથી જોવાય છે; સહસ્રદલ કમલની ઉપર સૂક્ષ્મ માયા છે. સૂક્ષ્મ ત્હેને કહેવાય છે કે, જે માનસિક ગુનાહ કરે છે, ત્રિકુટી ઉપર કારણ માયા છે. કારણ માયા એટલે ખરાબ વિચારોની ઉત્પત્તિનું પહેલું અંગ ત્હેને કારણ માયા કહે છે. આ શિવાય ભાઈ રતનશી ! કારણ માયાનું આ સ્થૂલ જબાનથી પૂરતુ વર્ણન થઈ શકે નહિ, કારણ કે જબાન સ્થૂલ છે, અને તે નવદ્વારની અદર છે.”

રતનશી—“ સ્વામીજી ! આપે તો સુરતાને ઊતરવાનું કહ્યું કે સુરતા સતલોકમાથી ભવર ગુફા વિગેરે બહારના સ્થાનો બતાવ્યા, ત્યાર પછી આપે કંઠચક્ર, હૃદય ચક્ર, નાભિચક્ર, વિગેરે શરીરનાં સ્થાનો બતાવ્યાં. ત્યારે બહારનાં સ્થાનો તથા શારીરિક સ્થાનો કેવી રીતે ભેળ સાથે થઇ શકે ?”

સ્વામીજી—"ભાઇ રતનશી ! સતૂલોક તથા ભવર ગુફા વિગેરે સર્વે આપણા શરીરની અંદરજ છે, પણ અનભ્યાસી લોક આ વાત જાણતા નથી; તેથી કરીને તેઓ ભ્રમણામા ફસાઇ જાય છે. જુઓ. મંદિરોમા ઝાલરો, ઘંટાઓ તથા હવેલી વિગેરેમા જોશો તો સારંગી, સિતાર, તબલા વિગેરે વગાડવામા આવે છે. આ વાજાઓના જે અવાજો થાય છે, તેવાજ અવાજો આપણા શરીરમા થાય છે, અને તે અંતરના અવાજો સાભળવાથીજ પરમેશ્વર ખુશી થાય છે. આ વાત સંતો બરાબર જાણે છે, પણ જે ખરા સંત નથી તેમજ અભ્યાસી પણ નથી, તે આ વાતથી તદ્દન અજાણ છે. તેથી અંતરના અવાજ સાભળવાને બદલે, ભ્રમણામાં પડી બહારના વાજાંઓ વગાડે છે. તમો પૂરી રીતે અભ્યાસ કરો તો, ત્હમે ત્હમારાજ અંતરમા, દરેક જાતના અવાજો સાભળી શકશો, જેમકે 'સહસ્રદલ કમલ'માથી નાદ, ત્રિજા તલમાથી ઘંટા, ત્રિકુટીમાથી મોરલી, સતૂલોકમાથી વીણાનો અવાજ; એવી રીતે દરેક સ્થાનમાથી જૂદા જૂદા અવાજો નીકળે છે, તે તમે સાભળશો, પરંતુ જે લોકો મંદિરો વિગેરે ઉપર પોતાનુ ગુજરાન ચલાવે છે; તે લોકોને ખરા અભ્યાસની ખબર હોતી નથી. બહારનાં વાજા વગાડી તેઓ નાદ સાંભળે અને સંભળાવે છે. આ બહારના વાજાં વગાડવાનું કારણજ શું છે ? રાત્રે વીણા વિગેરે વાજાં વગાડવામાં આવે છે, જે બાબત આપણે પૂછી શું, તો તે લોકો કહેશે કે, ઠાકોરજી હવે પોઢશે, પ્રભાતમા વગાડવા બાબત પછી શું, તો કહેશે કે એ તો મંગલા કરી ઠાકોરજીને જગાડીએ છીએ, ભાઇ રતનશી !

વિચાર કરી જુઓ, કે, ઠાકોર એટલે પરમેશ્વર શું સૂતા અને જાગતા હશે ? જો જાગતા અને સૂતા હોય તો પછી, આપણામા અને પરમેશ્વરમા ફેરશો રહ્યો ? જે-સર્વજ્ઞ અને સર્વશકિતમાન્ છે, તે પણ શુ નિદ્રાથી દૂર થઇ શકયા નથી ? આ કેવી કપોલકલ્પિત વાતો છે ? ખરી રીતે તો પરમેશ્વરને નિદ્રા કે જાગૃતિ જેવું કઈજ નથી. તે તો રોજગારીઓની યુકિત છે કે આવી રીતે કરવાથી દુનિયાદારીઓ ત્હેમની પ્રપચજાળમા ફસાય છે ને તેમને આ રીતનો રોજગાર કરવાનુ બહુ સુલભ થાય છે ? ભાઇ ! આ વાત ઉપરથી તમારા સમજવામા આવ્યું હશે, કે, આ સ્થાનો તથા વાજાઓ આપણાજ પોતાના અંતરમા છે. ત્હેમને બહાર શોધવાની જરૂર નથી જે જે સ્થાનો સુધી જે પહોચે છે, તે તે સ્થાનોનો અવાજ સાભળી, ત્યાની સેર કરીને તેઓ સત્યને સહેલાઇથી જુએ છે જેવી રીતે કરાચી ગયો હોય, તે કરાંચીની સહેલ કરી, ત્યાના દરેક સ્થળો જોઇ શકે છે. તેવીજ રીતે જો મુબઈમા જાય, તો ત્યાના દરેક સ્થળ, તથા કલકત્તામા જાય, તો ત્યાના દરેક સ્થળ જુએ છે. ભાઇ ! ભવર ગુફા વિગેરે નામો આપણી વાણીથી થયા છે, અને તે દરેક નામ અર્થ તથા ગુણસૂચક છે. જેવી રીતે ભ્રમર ગુફા એટલે જે ગુફામાં ઘણું અંધારૂં હોય, તે શૂન્ય એટલે જ્યા વસ્તી નહિ હોય, ને મેદાન હોય તે આ નામો તમો બહાર લગાડી શકો છો, તેવીજ રીતે તમો તમારા અંતરમાં પણ લગાડી શકો છો. પણ સંતો પોતાની વાણીથી, આ વાતનુ વિસ્તારપૂર્વક વર્ણન કરી ગયા છે. અમારા હજૂર સાહેબ અંતર્યામીએ કહ્યું છે કે,—

" મન ઔર સુરત ચઢાઓ ત્રિકુટી,
ખોલો ગગન ઔર કરો આરતિ;
નિરખનાર થાઓ ધુન મોટી,
ગરજ ગરજ ઝલકે જ્યું જ્યોતિ !

હાથ જોર માયા તબ રોતી,
પાયા રંણુકાર નીજ ગોતી,
આસા સંસા યહા રહી સોતી,
ધ ટત્રિબેની ચરમલ ધોતી.

આળસ નીંદ ભૂખ સબ ખોતી,
મમતા બિપતા સબ ભઈ થોથી,
છિનછિન પ્રેમ મગન સુરત હોતી !
કવલનકી જહે માલ પરોતી.

અબ ચલી સત નામ પદનિહોતી,
સુરતશબ્દકી ક્યારી બોતી;
ધનધન રાધાસ્વામી મેરે સત ગુર,
નજર મોજ દીખાઈ ચડકર !

ક્યા આરતિ મે ઉનકી ગાઉ ?
મહિમા અગમ અગાધ સુનાઉં !
કહેત કહેત મૈં કબી ન અગાઉ,
અગમ પ્રેમ અબ કહા સમાઉ ?

ચરનકમલ બિન ઔર ન આશા;
મનભવરા વહેં કરત બિલાસા !
**રાધાસ્વામી રાધાસ્વામી ઉઠી ધુન હરખે !**
**સુરત–સમાગમ અબ મિલી પિયસે' !**

તેવીજ રીતે કબીર સાહેબે પણ કહ્યુ છે કે,—

" સુમિરન સુરત લગાય કર, મુખતે કછુ નહીં બોલ;
બહારકે પટ બંધ કર, અંતરકે પટ ખોલ. ૧

માલા ફેરત મન ખુશી, તાતેં કુછ નહીં હોય;
મનમાલાકે ફેરતે, ઘટ ઉજીયારા હોય ! ૨

માલા ફેરત જુગ ગયે, મિટા ન મનકા ફેર;
કરકા મનકા ડાલ દે, (તુ) મનકા મનકા ફેર ! ૩

કબીર માલા કાઠકી, બહુત જતનકર ફેર,
મનમાલાકુ ફેરીએ, જામે ગાઠ ન મેર ! ૪

બહાર કહા દિખાઈએ, અંતર જપીએ નામ !
કહા મહોલા ખલકશુ, પરા ધનીસે કામ. ૫

સહેજેહી ધુન હોત હૈં, હર દમ ઘટકે માહી;
સુરતશબ્દ મેળા ભયા, મુખકી હાજત નાહી ! ૬

માલા તો કરમે ફિરૈ, જીભ ફિરૈ મુખમાય,
મનુવા તો દશ દિશ ફિરૈ, યે તો સુમિરન નાય! ૭

તનથિર મનથિર બચન થિર, સુરત નુરત થિર હોય,
કહે કબીર ઇસ પલકકો, કલ્પન પાવે કોય ! ૮

જાપ મરે અજપા મરે, અનહદ ભીતર જાય !
સુરત સમાની શબ્દમે, વહા કાલ નવ ખાય ! ૯

જાકી પુંજી શ્વાસ હે, છિન આવે છિન જાય;
તાકો ઐસા ચાહીએ, રહે નામ લવ લાય. ૧૦

કહેતાહુ કહેજાતહું, કહા બજાઉં ઢોલ,
શ્વાસા ખાલી જાત હે, તીન લોકકા મોલ. ૧૧

ઐસા મહેંગા હૈ મોલકા, એક શ્વાસી જયું જાય,
ચૌદ લોક પટતર નહિ, કાહે ધૂર મિલાય ૧૨
નિંદ નિસાની નીચકી, ઊઠ કબીરા જાગ,
ઔર રસાયન છાંડકર, ભજનરસાયન લાગ. ૧૩
કબીર ક્ષુધા કુ કયુ કરી, કરત ભજનમે ભગ;
જ્યાકો ટુકરા ડાલકર, સુમરન કરો નિશંક. ૧૪
ચિંતા તો સત નામકી, ઔર ન ચિત દે દાસ,
જ્હો કુછ ચિતવે નામ બિન, સોહી કાલકી ફાસ. ૧૫
નામ જો રતી એક હય, પાપ જો રતી હજાર;
આધ ઘટી રત સચરે, જારિ કરૈ સબ છાર. ૧૬
સત નામકો સુમરતે, અધર પકત અનેક,
કહે કબીર નહિ છાડીએ, સત્ત નામકી ટેક. ૧૭

તેવીજ રીતે પલટુ સાહેબ પણ કહી ગયા છે કે-

હમ બાસી ઉસ દેશકે, પૂછતા કયા હય
ચાંદ ના સુરજ ના દિવસ રજની,
તિનકી ગમ નહિ નાહ કરતા કરૈ
લોક ના બેદ ના પવન પાની;
શેષ પ્હોચે નહિ થકિત ભઈ શારદા
જ્ઞાન ના ધ્યાન ના બ્રહ્મજ્ઞાની,
પાપ ના પુન્ય ના સ્વર્ગ ના નર્ક હય
સુરત ના શબ્દ ના તીન તાની.
અખિલ ના લોક હે નાહિ પરજત હય
હદ ના અનહદ ના ઉઠે બાની,
દાસ પલટુ કહે શૂન્નભી નાહિ હય
સંતકી બાતકો સતેં જાની,

ગગનકે બિચમેં એક મેદાન હય
ઇન મેદાનકે બીચ ગલીઆ,
સહસદલ કમલમે ભવર ગુંજાર હય
કવલકે બીચમે સેત કલીઆ.

ભાઈ રતનશી! હવે તો તમે બરાબર સમજ્યા હશો, કે સુરતશબ્દના અભ્યાસ વગર આ કલીયુગમા ઉદ્ધાર થઈ શકતો નથી."

રતનશી—"સ્વામીજી! હવે અમને સમજાવો કે અમારી સુરતાનું સ્થાન કયાં છે? કારણકે આગળ આપે કહ્યું છે કે સુરતા રાધાસ્વામી પદમાથી આવી છે, પણ હમણા માયામા ફસાઈને કારોબાર કરી રહી છે તેથી અમારી સુરતા હમણા કયા સ્થાનમા છે? અમે તો સમજીએ છીએ કે અમારી સુરતા તો અમારા આખા શરીરમા છે; કારણકે ચૈતન્ય આખા શરીરમા ફેલાઇ રહેલ છે"

સ્વામીજી—"ભાઈ રતનશી! સુરતની ધાર બરાબર આખા શરીરમા છે, પરતુ તેનુ સ્થાન તો છઠ્ઠા ચક્રથી ઉપર છે, કારણકે માણુસ જ્યારે એકાગ્રવૃત્તિ કરીને બેસે છે. કોઇ માણુસ કાઈ ભૂલી ગયો હોય ત્યારે તે છઠ્ઠું ચક્ર કે જે મગજમા છે ત્યાં એકાગ્ર વૃત્તિથી વિચાર કરવાથી તેને ભૂલી ગયેલ વાત યાદ આવે છે તેમની સમજ શક્તિ યાદદાસ્તશક્તિ તુલના શક્તિ વિગેરે સરવે મગજમા છે અને આ શક્તિઓ માયાની નથી. દાખલો-ઇંગ્લેન્ડના પ્રાઇમ મીનીસ્ટર મી. ગ્લેડસ્ટનના મગજ માટે અમેરિકાના મશહુર ડૉકટર બુકે કહ્યું કે એ મગજના સ્થાનોના પડદા

બહુ સારી રીતે ખીલેલા હતા, તેનું એમ કહેવુ નથી કે તેનો રૂહ મોટો નાનો હતો ( પણ તેના મગજના પડદા બહુ સારી રીતે ખીલેલા હતા ) હવે છઠ્ઠા ચક્રથી નીચેના સ્થાનોમાં તેની ધારા ફેલાઇ ગઈ છે. જેવી રીતે કે એક બત્તીનો પ્રકાશ આખા ઘરમાં થાય છે, તેવીજ રીતે સુરતા છઠ્ઠા ચક્રમાં છે અને તેની ધારા આખા શરીરમા ફેલાઇ જાય છે. ”

રતનશી—“ સ્વામીજી ! અંતરમા અભ્યાસ કરવાથી જે શબ્દ સાભળવામાં તથા જ્યોતિ જોવામા આવે છે, તો શું ભગવાન જ્યોતિ છે કે ભગવાન શબ્દ છે ! ”

સ્વામીજી—“ ભાઇ રતનશી ! ભગવાન જ્યોતિ કે શબ્દ નથી; પણ જ્યોતિ તથા શબ્દ એ ભગવાન પાસે જવાના રસ્તાની નિસાની છે. જેમ કે તમોને કોઈ છેટેના ગામડામા જવુ હોય ને રસ્તામા રાત્રિ પડી ગઇ હોય તે વખતે જો તમને બત્તીનો પ્રકાશ તથા કૂતરાના ભસવાનો અવાજ તમારા કાનપર આવે તો તમોને નિશ્ચય થશે કે ગામ તમારી નજીકમાછે અને તમો તે બત્તીના પ્રકાશ તથા કૂતરાના અવાજ તરફ જશો અને ગામમા પોચશો ત્યાથી નીકળી તમો બીજે ગામ પણ એવીજ નિસાનીએ પહોચી શકશો. તેવીજ રીતે સતલોકમા પહોંચવા પહેલા જે સ્થાનો આવે છે તે હરેક સ્થાનોનો જુદો જુદો અવાજ તથા પ્રકાશ દેખવામાં આવે છે. તે નિસાનીઓએ આગળ ઉપર જવાય છે. આ વખતમાં ઢોંગી ગુરૂઓ માણુસોને થોડી થોડી જ્યોતિ બતાવીને માણુસોને ભરમાવે છે કે આ જ્યોતિજ ભગવાન છે.

પરતુ અમારા રાધાસ્વામી દીનદયાળે દયા કરી આ વાત સારી રીતે સમજાવી છે, તે તમો સાંભળો. આ સ્થાનો અતરમા કુલ માલિકના દર્શન કરવા માટેના રસ્તાની નિસાનીઓ છે. જેમ કે આપણે મુબઈથી કલકત્તે જતાં રસ્તામા ઘણા ગામો આવે છે તેવી રીતે આ પણ નિસાનીઓ છે. જેમ જેમ આગળ ઉપર ચઢાય છે તેમ તેમ માયાના પડદા ત્રુટી ભગવાન કુલ માલિકની નજદીક જવાય છે."

**રતનશી**—"સ્વામીજી ! ત્યારે ઉપરના સ્થાનોમા જવાનો અભ્યાસ કેવી રીતે થઈ શકે છે ?"

**સ્વામીજી**—"ભાઈ રતનશી ! હવે તમને રાધાસ્વામીનો અર્થ સારી રીતે સમજવામાં આવશે અને અભ્યાસ શુ છે તેની પણ પૂરી ખબર પડશે, તેમજ અભ્યાસ કરવાની શુ જરૂર છે તે પણ તમે જાણી શકશો. પહેલાં સુરતની ધારા જે નીચે ફેલી રહી છે તેને ઉલટાવવાથી રાધા થશે જુઓ જ્યારે કોઇ મરે છે ત્યારે પહેલાં તેનું ચેતન પગના અગૂઠા તથા આગળીઓમાથી થઇ ઉપરની તરફ ખેચાય છે તે ઉપર ખેચાતા ખેચાતા હ્રદયમા જ્યારે આવે છે ત્યારે માણસો કહે છે કે હવે પગ ઠડા થઇ ગયા છે, પગમા ચેતન નથી. હ્રદયમાથી ચેતન ખેંચાઈને ઉપર કઠમા આવે છે ત્યારે કહેવામા આવે છે કે એનો ગળામા સ્વાસ છે. પછી વખતે તેની જેવી મતી હોય છે તેવા સ્થાનમાથી તે પોતાની કારરવાઈ કરે છે ને શરીરને ત્યજી દે છે. આ ઉપરથી સમજાય છે કે સુરતનો નીચેથી ઉપર જવાનો રસ્તો છે. જ્યારે યમ એટલે કાળ સુરતાને

જબરદસ્તીથી ખેચે છે તે વખતે અતિ પીડા મરનારને થાય છે; પણ જે અભ્યાભી હોય તેતો તેના અભ્યાસના સેજના પરિચયથી સુરતાને સેજ ઉપર ખેંચી લઇ જાય છે, તેવા અભ્યાસીને જબરદસ્તીથી ખેચવાની કાળમા શકિત નથી; કારણુ કે તેવો અભ્યાસી તો પોતાની શકિતથી પોતે જ ઉપર ચડે છે, તેને મરવુ એ તો કપડા બદલવા જેવુ છે. ગીતાજીમાં પણુ કહ્યું છે કે, **वासांसि जीर्णानि यथा विहाय नवानी गृह्णातिनरोऽपराणि तथा शरीराणी विहाय जीर्णान्निवानी सचाती नवानी देह्या.**

કબીર સાહેબ તથા બીજા સતોએ પણુ એવીજ રીતે કહ્યુ છે કે,—

જી સમરનસેં જગ ડરે, મેરે મન આનંદ,
કબ મરૂં કબ પાઉં, પૂરણુ પરમાનંદ

તેવી રીતે ભાઇ રતનશી ! સતો પોતાના સત સગી-ઓને અભ્યાસનો સરલ રસ્તો બતાવીને તેઓને રોજ નવો નવો આનંદ આપે છે. ઢોંગી ગુરૂ પોતાના સતસ-ગીઓને ઘણુા વર્ષો સુધી ગમે તેમ ઉપદેશ કરીને ખરો આનદ આપી શકતા નથી, કારણુ કે તે ગુરૂ પૂરા અભ્યાગી નથી માણુસની જો નોકરી કરી હોય તો પગાર આપે છે. કોઇની જો મજુરી કરી હોય તો સાજના મજૂરીના પૈસા આપે છે ત્યારે ખુદ માલિકની ભકિત કરશુ તો શુ તેનું ફળ નહિ આપે ?"

મનુષ્ય મજૂરી દેત હય, કહા રખેંગા રામ;

જે સતસગી કરણી કરી ગુરૂએ બતાવેલી રીતિ પ્રમાણે અભ્યાસ કરશે તેને બરાબર દરરોજ ફાયદો થશે, પણુ

આજકાલ તો સત્સંગી અભ્યાસ પણ કરે છે છતાં તેમને ફાયદો થતો નથી તેનુ કારણ ફક્ત એટલુ જ છે કે તેમને પૂરા અભ્યાસી ગુરૂ મળ્યા નથી. સ્કૂલમા જો માસ્તર સારો હોય તો છોકરાઓને પ્યારથી ભણાવી પરીક્ષાઓમાંથી પાસ કરાવી ઉપર ચડાવે છે, પણ બેદરકાર માસ્તર હોય યા તો પૂરો પોતે ભણેલો નહિ હોય અથવા ભણાવવાની કાળજી રાખતો નહિ હોય અથવા તો તેને પોતાની સ્કૂલના છોકરાઓ ઉપર પ્યાર નહિ હોય તો તે સ્કૂલમા છોકરાઓને પૂરતું શિક્ષણ નહિ આપી શકે ને છોકરા બિન કેળવાયલા રહી જશે. જો એવો માસ્તર હોય તો તેના બદલે સારા માસ્તરની શોધ વિદ્યાર્થીઓએ કરવી. જો સારો માસ્તર હશે તો ભણીને પાસ થશે, તેવીજ રીતે જો સારો ગુરૂ હશે તો સત્સંગીઓને અંતરના અભ્યાસની પૂરતી મદદ આપીને ઉપર ચઢાવશે ને સતલોકમા પ્હોચાડશે."

**રતનશી**—" સ્વામીજી ! સ્વામી શબ્દનો અર્થ તો આપે બતાવ્યો નથી, રાધાની વાત તો સમજ્યો."

**સ્વામીજી**—" ભાઈ ! સ્વામી એટલે કુલ માલિક તે રાધા જ્યારે સ્વામીમાં મળી જાય તેનોજ અર્થ મોક્ષ. એનો રસ્તો ગુરૂ પાસેથી લઇ પોતાની સુરત એટલે ચેતન અથવા રાધાને માયાના પડદા અથવા માયાના સ્થાનોથી દૂર કરી પોતાના ભંડારમા એટલે સતલોકમા અર્થાત્ પોતાના સ્વામીના દરબારમા પહોચાડવુ તેનુજ નામ મોક્ષ છે."

**રતનશી**—"સ્વામીજી ! એ માયા શું છે તેના પડદા કયા અને કેવા છે તે પણ આપે કહ્યા નથી. અમે તો

માયાના પડદા જોયાજ નથી માટે તે પણ બરાબર સમ-
જાવો. વળી અભ્યાસની રીતિ તો આપે સમજાવીજ નથી.”

સ્વામીજી—“ પ્યારા રતનશી ! ઉતાવળા ન થાઓ, ધીરજ ધરો,બધી હકીકત તમને સમજાવીને અભ્યાસ કરાવીને તમોને શાન્તી આપીશ આ આત્મવિદ્યા અર્થાત્ બ્રહ્મવિદ્યા છે તે તમને દરેક રીતે સમજાવીશ કારણ કે આ બ્રહ્મ-વિદ્યા દરેક વિદ્યાથી મોટી છે. ધીરજ તથા મહેનતથી સરળ થઇ જશે. પહેલા તો તમને માયા વિષે સમજાવુ. માયા તો ત્રણ પ્રકારની છે, સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ. સ્થૂલ માયા પર-માણુઓ થાય છે એટલે જેને આપણે જોઇ શકીએ છીએ હાથ અડાડીએ છીએ ને સ્પર્શ કરી શકીએ છીએ તે સ્થૂલ માયા છે. સૂક્ષ્મ માયા એટલે સૂક્ષ્મ હવામા જે સૂક્ષ્મ તે જાળ છે તે દુનિયાની રચનાનો સાયન્સ આટલે સુધીજ કહે છે અને તે બરાબર છે, પરંતુ કારણ માયા ને સતોએજ ફકત પોતાની વાણીથીજ વર્ણન કરી છે અને તે પ્રત્યક્ષ રીતે સત્સંગીઓને સમજવામાં આવે છે તે વૈખરી વાણીથી કહી શકાતી નથી.”

રતનશી—“સ્વામીજી ! ઘડીમા તો આપ કહો છો સંતોએ પોતાની વાણીથી કારણ માયાનુ વર્ણન કર્યું છે ને વળી એમ પણ કહો છો કે આપણી વૈખરી વાણીથી કહી શકાતી નથી ત્યારે તેમા શુ સત્ય સમજવુ ? ”

સ્વામીજી—“ પ્યારા રતનશી ! તમો પૂરા જીજ્ઞાસુ છો તેથી હુ ખુશી થયો છુ, તમારા પ્રશ્નોથી મને બહુ આનંદ થાય છે, મુગો માણુસ સાકર ખાય તો તેને સાક-

રની મીઠાસ તો બરાબર આવશે, પણ તે મીઠાસનું તે વર્ણન કરી શકશે નહિ, તેવીજ રીતે તમો પણ સાકર ખાશો તેની તમને મીઠાસ તો બરાબર આવશે, પણ તે મીઠાસ કેવી છે તે પૂર્ણ રીતે સમજાવી શકશો નહિ.”

છેવટે તમે બીજાને કહેશો કે ચાખી જુઓ, કારણ કે વર્ણન કરવુ તે જુદી વાત છે ને અસર થવી તે પણ જુદી વાત છે. વળી ફીલૉસોફર પ્લેટોથી એરીસ્ટોટલ સુધીને સીઝારોથી કેન્ટ સુધી કોઇ પણ પ્રેમ શું છે તેનું બરાબર વર્ણન કરી શક્યા નથી પ્રેમ કરી બતાવશે, પણ તેનું પૂરતી રીતે વર્ણન જબાનથી કોઇ પણ કરી શકશે નહિ. પ્રેમ બતાવી શકશે, અમુક અમુક વચ્ચે કેવો પ્રેમ છે; પણ પ્રેમ એ શું ચીજ અથવા શુ તે જાળ છે તેનુ વર્ણન કરી શકતા નથી. તેવીજ રીતે કારણ માયા જે સૂક્ષ્મથી પહેલાજ ઉત્પન્ન થાય છે કોઈ પણ પાપ માટે પહેલા દિલમા જે લાગણી ઓચિંતી થઈ જાય છે તે કારણ માયા છે પછી મનમા તેજ વિષયના વિચારો ઘોળાયા કરે તેનું નામ સૂક્ષ્મ માયા ને તે પ્રમાણે વર્ત્તણુક કરે તે સ્થૂલ માયા દાખલા તરીકે કોઇને ઓચિંતી કોઇનુ ખુન કરવા માટે પહેલાજ જે લાગણી થાય તે કારણ માયા, ત્યાર પછી ખુન કરવા માટે મનમા ચોકશ વિચાર કરે તે સૂક્ષ્મ માયા ને જ્યારે કોઈનુ ખુન કરે ત્યારે તે સ્થૂલ માયા. સરકાર કારણ ગુન્હા તથા સૂક્ષ્મ ગુન્હા માટે સજા કરતી નથી પણ સ્થૂલ ગુન્હા માટે સજા કરે છે જેને ખુન કરવા માટે ફક્ત પહેલી લાગણી થઈ તેને અથવા જેના મનમા ફક્ત ખુન કરવા માટે વિચારો ઘોળાયા તેને સરકાર કાંઇ સજા

કરી શકતી નથી; કારણુ કે તેણુે તો બેઠે બેઠે અથવા સુતે સુતે ફક્ત વિચારજ કરેલા છે, પણુ હાથમા છરી કે તલવાર તો ઉપાડી નથી સજા તો તેને થઇ શકે કે હાથમા હથીઆર લઇ ખુન કરવા ગયો હોય કે ખુન કીધુ હોય. હવે ભાઇ રતનશી ! તમારા સમજવામા આવ્યુજ હશે કે કારણુ કામ સૂક્ષ્મ કામ અને સ્થૂલ કામમા કેટલો બધો તફાવત છે તેવીજ રીતે કારણુ માયા, સૂક્ષ્મ માયા, તથા સ્થૂલ માયામા તફાવત છે. દુ ખ તથા સુખ તથા પ્યાર વિગેરેની અસર તો હોય તેવીજ રીતે થાય છે, પણુ તે શું ચીજ છે તેતો કોઈ કહી શકતું નથી, તેવીજ રીતે કારણુ માયા કહેવામા આવતી નથી, પણુ અભ્યાસ કરી જ્ઞાનથી થોડું ઘણું સમજી શકાય છે. આગળના વખતમા સંતો સાચી વાત કહી ગયા અને તે વખતે વિદ્યાનો ફેલાવો થોડો હોવાથી આજકાલના સાયન્શ તથા ફીલોસોફી પ્રમાણે સમજાવી ગયા નથી, કારણુ તે વખતે સાયન્સ તથા ફીલોસોફીનો એટલો બધો વધારો ન હતો. હાલમા જે જે પૂરા અનુભવી સતો છે તે સારી રીતે આ જમાનાની વિદ્યા પ્રમાણે સાયન્સ તથા ફીલોસો-ફીની રીતથી સમજાવી શકે છે."

**રતનશી**—" સ્વામીજી ! હવે અભ્યાસ કેવી રીતે કરીએ તે કૃપા કરી બતાવો, કારણુ કે સુરતશબ્દ યોગ અભ્યાસ કરવા શિવાય જીવનો ઊદ્ધાર થઇ શકતો નથી એમ આપે આગળ કહેલું છે"

**સ્વામીજી**—" ભાઇ રતનશી ! છઠ્ઠા ચક્રથી નીચે ચૈતન્યનો પ્રતિબિંબ આખા શરીરમા ફેલાઇ રહ્યો છે. પરંતુ

એનો સ્થાન ત્રીજા તલમા છે. ત્રીજા તલથી ઉપર પણ બાર સ્થાનો છે. તે અભ્યાસ કરીને બાર સ્થાનનો રસ્તો નિરખી નિરખી ઉપર રાધાસ્વામી—પદમાં પહોંચાય છે અમારા હજૂર સાહેબે પણ એમજ કહ્યુ છે કે.

સુરત ચડે આકાશમે, કરૈ શબ્દ બિલાસા,
ધામ ધામ નિરખી ચલૈ, પાવે સુખ હુર બાસા

ગુરૂનાનક સાહેબ પણ એવીજ રીતે કહી ગયા છે કે,

પાચ શબ્દ ધુનકાર ધુન, બાજે શબ્દનિશાન,
સુરતશબ્દ ભવસાગર તરીએં, નાનક પાર બખાન

તેવીજ રીતે દાદુસાહેબ, પલટુ સાહેબ, કબીર સાહેબ, તુલસી સાહેબ વિગેરે દરેક સતો કહી ગયા છે કે, સુરત શબ્દ ચોગ અભ્યાસ ઉત્તમ છે અને એજ આ કલીયુગમા ઉદ્ધાર કરવાની સીડી છે. આ વખતમા આ સીડી સિવાય બીજો કોઈ પણ જાતનો ઉપાય નથી. સાઈકૉલોજી ( માનસિક વિદ્યા ) કહે છે કે ચિત્તને એકાગ્ર કરી વિચારોને ઉપર ચડાવો તેથી અનત તાકત પ્રાપ્ત થશે અને અમેરિકનો પણ એવી રીતનો હાલ અભ્યાસ કરે છે જેનું આગલ જતા વર્ણન કરીશું. અમારા પ્યારા ગુરૂ હજૂર સાહેબે પોતાની પવિત્ર વાણીથી વર્ણન કર્યું છે તે કહુ છું તે તમારા અતરમા ઉતરશે'—

તિલ ભીતર દિલજોડ કવલમેં આસન કરિયે,
દ્રષ્ટી ઉલટ અસમાન જ્યોત ફુલવારી ખિલિયે,
બાજે શબ્દ અનહદી ઘટ મગલ ભરિયે,
સુરતશિખર ચડ ગઈ બકમે છિન છિન ધરિયે.

કંવલ તિરકુટીપાય ભવર મન કારજ સરિયે,
રંરંકાર ધુન સુની કાલદલ માર ગિરૈયે;
સંતકૃપા અબ હુઈ ઘાટઘટ સબહી ખુલૈયે,
યે મારગ નિજ પીયકા બિન ભાગ ન મિલૈયે.
કૌતક કુદરત ધાર પ્રેમકા ખેલ ખીલૈયે,
ઘટપટ લીલા દેખ અમીરસ ધાર બહૈયે;
નિજ ભક્તોકેં કાજ પંથ યે નયા ચલૈયે,
ભેદ ન જાનૈ ભેદ કરમ બશ હોઈ બહિયે.
યે મારગ નિજ સંતકા સત સગસેં પહિયે,
સત ગુરૂકી કર આરતી ઊન બહુત રીજૈયે,
રાધાસ્વામી દયાલસે પૂરન પદ પૈયે.

તુલસી સાહેબ કહી ગયા છે કેઃ—

સુરતસ્હૈલ આશમાનકી, લખપાવે કોઇ સત,
તુલસી જગ માને નહિ, અતિ ઉતગ પીયપંથ.
દિવસ ચારકા ખેલ હયે, જુઠા જગત પસાર;
જિન બિચાર પતિ ના લખા, બૂડે ભૌજલધાર.
એક ભરોંસા એક બલ, એક આશબિશ્વાસ,
સ્વાતિસલિલ ગુરૂચરન હય, ચાત્રક તુલસીદાસ
તુલસી ઐસી પ્રીતકર, જૈસેં ચદ ચકોર;
ચોચ ઝુકી ગરદન ગલી, ચિતવત વાહિ આર.
ઉત્તમ ઔર ચડાલ ઘર, જહા દીપક ઉજીયાર,
તુલસી મતે પતંગકે, સબી જ્યોત એક સાર.

રતનશી—" સ્વામીજી ! આપે આગલ તો કહ્યુ છે, કે ત્રીજા તલથી ઉપર છ સ્થાન છે અને હમણા કહ્યું કે

ઉપર બાર સ્થાન છે. ત્યારે ઉપરના બાર સ્થાનો ક્યાં તે કૃપા કરીને કહો."

**સ્વામીજી**—" ભાઇ રતનશી ! આ ઉપરના બાર સ્થાનોનો તો કોઈક વિરલો સતજ વર્ણન કરે છે હવે એવી મોજ છે કે તમને એકએક સ્થાન જ્ઞાનથી સાબિત કરી તમારા અંતરમા બતાવું છું તે તમો સાભળો અને જુઓ. આજકાલના ગુરૂઓએ આ વાત બરાબર રીતે માણસોને સમજાવી કે સાબિત કરી બતાવી નથી. એક એક સ્થાન પછી એકએક શૂન્ય (મેદાન) છે; દાખલા તરીકે કે શહેરની સાથે બીજું શેહેર સાથે જોડાયલું હોતું નથી, પણ વચમા મેદાન હોય છે. જો મેદાન ન હોય તે બેઉ સાથે જોડાયલા હોય, તો બે પણું રહેતું નથી, પણ એકજ શહેર કહેવાય છે મુબઇમા ગિરગામ તથા મજગામ બેઉ નામ ગામવાળા હોવા છતા સાથે જોડાયલા હોવાથી એકજ શેહેર મુબૈ કહેવાય છે જો વચમા મેદાન ન હોય તો બીજું ગામ થઈ શકતું નથી, તેવી રીતે ઉપરના છ સ્થાનો વચ્ચે મેદાનો હોવાથી તેને શૂન્ય કહેવાય છે. મેદાનો પણ છ છે તેથી કુલ સખ્યા બારની થાય છે, પરતુ સતલોકમા અલખ અગમ તથા રાધાસ્વામી પદ છે તેમા શન્ય નથી, કારણકે એકજ સત્લોકમા આ સ્થાનો આવી જાય છે."

**રતનશી**—"સ્વામીજી ! ઘડીકમા તો આપ કહો છો કે ઉપરના છ સ્થાનો વચ્ચે મેદાનો છે ત્યારે વળી સત્ લોકમા અલખ અગમ તથા રાધાસ્વામી પદ વચ્ચે મેદાન નથી એમ કહો છો તેનુ શુ કારણ ? વળી અલખ એટલે જે લક્ષમા આવી શકતો નથી ને અગમ એટલે જેની ગમ

નથી તેનુ તમે લક્ષ તથા ગમ કેમ બતાવો છો ? જો લક્ષ તથા ગમ બતાવો તો પછી અલખપણું તથા અગમપણું એ નામો ખોટા છે. હુ જે અલ્પજ્ઞ છુ તે સર્વજ્ઞને કેમ પૂરી રીતે સમજી શકીશ. ”

સ્વામીજી—“ રતનશી ! પ્યારા, તમારૂં બ્રહ્મજ્ઞાન જોઇને મને અત્યાનદ થાય છે. તમો પૂરા અધિકારી છો. આજકાલના સત્સગીઓને જરા પણ એવા જ્ઞાન તરફ લક્ષ નથી, કે જેથી તે કોઇને કઈ પૂછી શકે. તમે આવા સવાલો પૂછો છો, તેથી મને બહુ આનદ થાય છે. તમો ત્રણ માસ થયા સત્સગ કરો છો, અને જેટલુ જ્ઞાન મેળવ્યુ છે તેટલુ જ્ઞાન દશ વર્ષ સુધી સત્સંગ કરનારને પ્રાપ્ત થતું નથી સાભળો, એક મોટી મહેલાત છે, તેને ત્રણ માળ છે એક બીજાથી સારા છે, પણ એ ત્રણે એક જ મહેલાતમા છે માળોની વચ્ચે મેદાન આવતુ નથી, તેવીજ રીતે અગમ, અલખ તથા રાધાસ્વામી પદ એ સતૂલોકરૂપી મહેલાતમા છે. તે ત્રણે સ્થાનોની વચ્ચે મેદાન આવી શકતું નથી અને મેદાન એ માયા છે. ભાઈ રતનશી ! અનંત ચેતન નિરાકાર છે તેનું આ આકારવાળી જીભથી અથવા વાણીથી પૂરી રીતે વર્ણન થતુ નથી, તો પણ સતો દયા કરી એવા દાખલાઓથી સમજાવે છે કે રૂપીઆમા એક પાઇ જેટલુ તો જરૂર સમજી શકાય છે. જેમ અગ્રેજીમા પણ કહેવાય છે કે—

I cannot Comprehand zad but I can apprehand Him.

એનો અર્થ એ થાય છે કે જેટલું અમને જ્ઞાન છે તેટલું અમે સમજી શકીએ છીએ, પણ ઇશ્વરની શક્તિ તો અનત છે. જેટલુ અલખનું તમને થોડુક લક્ષ છે, તેટલું અલખને તમે જાણી શકશો. અને તેથીજ તમે અલખ કહો છો. પણ સંતો તો અલખને જાણી શકે છે. અલખ તો તમારા માટે છે, જ્યારે તમે અભ્યાસ કરી તેટલી ગતિને પહોચશો ત્યારે તમે પણ અલખને જાણી શકશો, જેમ કે કોઇ આકાશને જોઇ કહે છે કે, આકાશમા અગણિત તારાઓ છે, પરંતુ ખગોળવેત્તાઓ બરાબર જાણી શકે છે કે આકાશમા આટલા તારાઓ છે; પણ તમારા માટે તો અગણિત છે.”

રતનશી—“સ્વામીજી! તમો કહો છો કે મગજમાં બાર સ્થાનો એટલે કે ગામો મેદાનો વિગેરે છે, તે વાત બરાબર મારે ગળે ઉતરતી નથી, કારણ કે આટલા નાના મગજમા એ બધાં કેવી રીતે સમાય?”

સ્વામીજી—“ભાઇ રતનશી! સૂક્ષ્મદર્શક વીંટીથી આપણે મોટા માણસ જેવા કે મહાત્મા ગાંધી, ગુરૂ નાનક સાહેબ વિગેરેને જોઇ શકીએ છીએ; આમાં જોવાનું સ્થાન તો બહુ નાનું હોવા છતા તમે મોટું ચિત્ર કેમ જોઇ શકો છો તે કહો? સૂર્યને તમો પાણીથી ભરેલ નાની લોટીમા કેમ જોઇ શકો છો? સૂર્ય તો પૃથ્વી કરતા ઘણો મોટો છે, તો પછી નાની લોટીમા કેમ જોવાય? તમે જુઓ છો તે વાત તો સાચીજ છે. તમારી આંખોથી જુઓ છો તે વાત પણ સાચી છે. પણ જેવી રીતે મોટા

સૂર્યને નાની લોટીમા તમારી નાની આખોથી જોઇ શકો છો ? તેવીજ રીતે તમો તમારા અંતરમા અંદરના બાર સ્થાનોને જોઈ શકશો અને આ બાર સ્થાનો તમારા મગજમાં છે એવી તમારી ખાત્રી થઈ જશે."

રતનશી—" સ્વામીજી ! આ વાતોથી તો અમને ઘણીજ અજાયબી થાય છે. આપ કહો છો તે પ્રમાણે અમારી નાની આખોથી અમે હરેક ચીજ જોઈ શકીએ છીએ. મોટામા મોટી અને ઘણી ચીજો એકી સાથે અમો જોઇ શકીએ છીએ તેમજ અમારી આખ પણ નાની છે. વળી આપે કહ્યું કે બધા સ્થાનો આપણી ખોપરીમા છે. તો મરવા પછી તો આ ખોપરી સડી જશે, એટલે આ ઉપરના બધા સ્થાનો અને રાધાસ્વામી પદ સડી જશે કે ? અને આપે અભ્યાસ કરી સુરતાને ઉપર ચઢાવી સત્‌લોકમા જવાનુ કહ્યુ પણ મરવા પછી ઉપરના સ્થાનો સડી જશે તો પછી સુરતા બિચારીની શી ગતિ થશે ? "

સ્વામીજી—" ભાઈ રતનશી ! પચીશ વર્ષ થયા હું રાધાસ્વામી દીન દયાળના સત્સગમા આવ્યો છુ; પણ કોઈ પણ જણે આવો સવાલ મને પૂછયો નથી. તેમજ રાધાસ્વામી સત્સંગી જેટલા માણુસો છે, તેમના મગજમાં આવો સવાલ પેદા થયો નથી. આગલા જન્મના તમારા પુણ્ય ઘણા છે, તેથી તમારી બુદ્ધિ વિશાળ છે. સાભળો. ભગવાન આ જગ્યામા છે. આ જગ્યા સડી જશે. તો પછી શું ભગવાન પણ સડી જશે ? નહિ તેમ બિલ્કુલ નથી. જ્યારે તમારો દેહ છૂટી જાય છે ત્યારે શું તમારૂં

ચૈતન્ય નષ્ટ થઈ જાય છે કે ? ખરી રીતે ચૈતન્ય તો નષ્ટ થતુંજ નથી. જુઓ, મુબઈ ને લંડન વચ્ચે તાર વ્યવહાર છે, તે તાર માટે બેઉ શહેરોમા તાર ઓફિસો છે. પણ મુબઈમાની તાર ઓફિસ બળી જવાથી કાંઈ લડનની તાર ઓફિસ બળી જતી નથી. જો કે મુંબઈની તાર ઓફિસનો સબધ લડનની તાર ઓફીસ સાથે છે, તેવીજ રીતે અમારા અતરના સ્થાનોનો બ્રહ્માડનાં સ્થાનો સાથે સંબધ છે. હવે વિચારો કે એક ફોનોગ્રાફની પ્લેટમા કોઈ ગવૈયાએ સારી ચીજ ગાઈને ઉતારી છે, ફોનોગ્રાફને ચાવી આપી ચલાવશો ને પ્લેટ ગોઠવશો, ત્યારે ખરેખરૂ ગવૈયાનુ ગાયનજ તમને સભળાશે. પણ પ્લેટ તમારા હાથમાથી પડી જવાથી ભાગી જાય તો પેલુ મૂળનુ ગાયન પ્લેટમા ઉતારેલુ છે તે મરી જશે ? એવી સેંકડો પ્લેટો ભાગી જશે તો પણ તે ગવૈયો તો મરી નહિજ જાય. તેવીજ રીતે આપણું એક કે સેકડો શરીરો સડી જાય તોયે સત્‌લોક કે બીજા સ્થાનો જેવા છે, તેવાજ રહેશે. શરીર સડી ગયુ તેથી શુ થયુ ? '

**રતનશી**—" સ્વામીજી ! જ્ઞાન શુ છે ?

**સ્વામીજી**—" ભાઈ રતનશી ! કોઈ પણ ચીજ જેવી છે તેવીજ પૂર્ણપણે જાણવી તેનુ નામ જ્ઞાન છે. આ જ્ઞાન જાણવા માટે ઘણી ચીજોની સામગ્રી જોઈએ. પહેલા તો મગજમાની નાડીઓ પવિત્ર અને શુદ્ધ હોવી જોઇએ. થોડી ઘણી વિદ્યા પણ આવડતી જોઈએ. બ્રહ્મચર્યની પણ ખાસ અગત્ય છે વિગેરે ઘણી સામગ્રીની જરૂર છે."

**રતનશી**—" સ્વામીજી ! જ્ઞાન થવાની જરૂર શુ છે ?

**સ્વામીજી**—"ભાઈ રતનશી ! જ્ઞાન એ આનંદ છે. દુનિયામાં જે સમજ રૂપી દોલત છે, તે જ્ઞાન છે. જ્ઞાન અજ્ઞાનતાને તોડવામાં તલવાર છે. જ્ઞાન મનુષ્યોને બધા કરતાં વધારે શક્તિ આપનાર છે. દરેક ધંધામાં જ્ઞાનથીજ ફતેહ મળે છે. દરેક જણુ એમ સમજે કે અજ્ઞાન દુઃખરૂપી છે તો તેની સ્થિતિમા જરૂર દુખજ હશે અને દરેક જણુ તો સુખ મેળવવા માટે ઈચ્છા કરે છે. અજ્ઞાન અંધકાર રૂપ છે કે જેમા માણુસો તરફડીઆ ખાય છે તેમાં પ્રકાશ આપનારૂં જ્ઞાન છે. અજ્ઞાનને કાઢવા માટે જ્ઞાનની જરૂર છે. બત્તીનો પ્રકાશ થવાથી અંધકારનો નાશ થાય છે. અંધકાર એવી ચીજ નથી કે જેને હાથથી પકડીને બહર કાઢી શકાય, પરંતુ ત્યા પ્રકાશ લાવવાથી પોતાની મેળેજ નાશ પામે છે, તેવીજ રીતે દરેક જણુને જ્ઞાન થશે એટલે અજ્ઞાન પોતાની મેળેજ ચાલ્યુ જશે એટલા માટે જ્ઞાનની ખાસ જરૂર છે. દુનિયામાં ઘણુા માણુસો વ્હેમથી ઘણી બાબતોને માને છે અને તેથી તેમને ઘણું દુખ તથા ઘણી તકલીફ થાય છે આ લોકોમાથી અજ્ઞાનતા દૂર કરવા દુનિયામા કયો માણુસ મહેનત નથી કરતો ? દુખને દૂર કરવા માટે પૃથ્વી પરનો દરેક જણુ મહેનત કરે છે. દરેક માણુસ પોતાની સમજ પ્રમાણે સુખી થવા માટે ને દુખનો નાશ કરવા માટે જ્ઞાનની ચાહના કરે છે."

**રતનશી**—"સ્વામીજી ! સત્ય શુ છે અને સત્યથી શું ફાયદો થાય છે ?"

**સ્વામીજી**—"જે અસ્તીત્વમાં છે તેનું નામ સત્ય છે. Mr. Kanti said "whatever exist is truth."

સત્ય તે વૃદ્ધિનું મૂળ છે. ખુશાલીની માતા સત્ય છે. સત્ય બીજ રૂપ અને પવિત્ર છે, સત્ય બધા માણુસોને સારા થવા માટે તાકત આપે છે. The noblest of occupation is to search for truth. Plato said મી પ્લેટોએ કહ્યું છે કે સત્યને શોધવું તે ઉત્તમ ધધો છે.

Mr Huxley says "To love the truth is a mental virtue and intellectual purity. This is a true menhood. This is a freedom.

મી. હેક્ષલે કહે છે કે, સત્ય તે સુરતાનો પવિત્ર સમજ વાળો ગુણ છે અને સાચુ માણુસાઈપણું છે આ સ્વતત્ર છે. ખોટા ગુરૂના કહેવા પ્રમાણે સત્યને તરછોડવુ તે મહા પાપ છે, કારણકે સત્ય જેવો છે તેને તેવોજ કહેવો એમ ન કરવું તે મહા પાપ છે. એટલે આ સત્ય રૂપી હીરાને કોઇ પણ વખતે ગુમાવવો નહિ આ કસોટી રૂપી હીરાને ફેકી દીધો તો પછી ખરાખોટાનો નિર્ણય કેવી રીતે થઈ શકશે. દરેક જણ સત્યનીજ ચાહના કરે છે, કોઈ પણ માણુસ કે જે ખરોજ માણુસ છે તેને ખબરજ હશે કે સત્ય એ ભયકર નથી; પરતુ અસત્યજ ભયકર છે, કારણકે સત્યરૂપી કાટા ઉપર કોઇ પણ ચીજ તોળવાથી ખરા ખોટાની ખબર પડે છે. સત્યની બાબતમા સાક્ષી આપવા-નીજ જરૂર નથી; કારણકે તે પોતેજ સત્ય છે કામ ક્રોધ લોભ મોહ અહકાર આ પાચે દૂતો સત્યના વૈરી છે. ક્ષમા ધીરજ શીલ સતોષ અને આનંદ એ સત્યના મિત્રો છે. સત્યના મિત્રોની સોબત કરવી તે બહુ ઉત્તમ છે. સાચો જીજ્ઞાસુ જુની તથા નવી વાતને નહિ જુએ, પરંતુ સત્યને જોશે. તે

એમ નહીં કહે કે અમુક પુસ્તક નવુ છે, તેથી ખોટું ને અમુક પુસ્તક જુનુ છે તેથી સાચુ. જુનું પુસ્તક કે નવું પુસ્તક ગમે તે હોય પણ તેતો તેમાથી સત્યનેજ ગ્રહણ કરશે. કોઈ પણ માણસ સત્ય શોધવાની કોશેષ કરે છે અને ભૂલ છે તેને કાઢી નાંખે છે. ભુસ્તર–વિદ્યા જાણુવાવાળા પણ ખોટાને તજી દે છે ને સત્યને ગ્રહણ કરે છે. રસાયણ શાસ્ત્રિયો ઘણી મહેનત કરે છે, તેનું કારણ એટલુંજ કે સત્યને શોધી લઇ લેવુ ને જુઠને ફેંકી દેવુ. ડૉકટર જે. બારીક નજરથી જોવાવાળા છે તે લોહી તથા નાડીઓ જોઇને સાચી વાત હોય તેટલી ગ્રહણ કરે છે ને ખોટીને તજી દે છે. દરેક સાયન્સના ભણુવાવાળા સત્યને લે છે ને અસત્યને ત્યજી દે છે, તેઓ આગળ પાછળના કહેવા ઉપર ધ્યાન આપતા નથી, પરતુ જેટલું પોતાને સત્ય જણાય તેટલુજ કબુલ કરે છે, આગળ માણસો તો ધર્મ સબંધી પ્રશ્નો કરવામા પણ પાપ માનતા હતા અને બિચારા જીજ્ઞાસુના મોઢા ઉપર તાળુ આવી જતુ, હવે તો માણસોને ખબર પડી છે કે સત્ય ખુલ્લા દિલ અને પ્રકાશ સાથે પ્યાર કરે છે.”

**રતનશી**—“સત્યને અમે શા કારણથી શોધીએ ?”

**સ્વામીજી**—“ભાઈ રતનશી ! એનો જવાબ તો એજ છે કે માણસોના ભલા માટે સત્યને શોધવાવાળો ઘણા દરદોને દૂર કરી તે દરદોનો નાશ કરશે. પોતાના જીવને અજ્ઞાનતાથી દૂર કરી મોક્ષ મેળવે છે. દુનિયામાથી પાપ તથા ગુન્હાની જરૂરિયાતને દૂર કરશે. તે ભયરૂપી સાપને નસાડે છે તે હુશીઆર, છુટો, ઈમાનદાર અને સાચો થશે.

આજકાલના વખતમા ઘણા મતલબી માણસો સત્યને છુપાવી દુનિયામા જુઠને ફેલાવો કરી રહ્યાં છે અને તેમાં જીવની ઘણી હાણ થાયછે અને દુનિયામા લોહીની નદીઓ વહે છે. અમને ખબર છે કે અમારા પ્યારા શ્રીકૃષ્ણ મહારાજની બાબતમા કસે હજારો છોકરાઓનો નાશ કર્યો, એવી બાબતો ભાગવત વિગેરે પુસ્તકોમા લખી છે, તેવા પુસ્તકોને કેવી રીતે સાચા કરી માનવા અથવા અ ક્ષરનો ભેદ સમજવો તે સત્ય વગર નહિ થઈ શકે. અમારા બાવા અને પોપ, ક્ષત્રી તથા વૈશ્યને વેદ ભણવાનો અધિકાર નથી એમ સમજાવતા હતા તેનું કારણ શુ ? આવી બાબતો જાણવામા સત્યની જરૂર છે તેવીજ રીતે ક્રીશ્ચિયન લોકો પણ પોતાનો ધર્મ-ગ્રથ બાઇબલ ભણવા માટે આગળના વખતમા મના કરતા હતા અને કહેતા કે અમે વાચીએ છીએ ને તમે સાભળો. મી. હેક્ષલે પોતાના ટ્રુથ નામના બીજા ચેપટરમા આમ લખે છે.
Mr Huxley says The popes and priests say to the masses you need not read the Bible you cannot understand it and that is only reason it is called a revelation We will read it for you and you must believe it We carry the key of hell if you contradict us you will become eternal convicts in the prison of God This is the freedom of the Catholic Church

મી. હેક્ષલ કહે છે કે, પોપો અને ઉપદેશકો ગરીબ માણસોને કહે છે કે તમોને બાઇબલ વાચવાની જરૂર નથી, તમે તે બરાબર સમજી શકશો નહિ, તેનુ કારણ એ

છે કે તે દેવવાણી છે. અમે તમારા માટે તે વાંચીએ છીએ અને અમે જે કહીએ તે તમારે જરૂરજ માનવું. નર્કના દ્વારની ચાવી અમારી પાસે રહે છે. અમારાથી વિરૂદ્ધ જશે તો તમોને ઇશ્વરના કેદખાનામાં હમેશાને માટે નાખવામાં આવશે. આ રોમન કેથોલીક પંથવાળાઓની આપ મુખત્યારી છે. સત્ય આવી ખુદ મુખત્યારીને કાપી નાખે છે. જે માણસના હાથમા જ્ઞાન તથા સાચ છે, તે એવી વાતોને પોતાની સત્યતારૂપી તલવારથી તોડી નાખે છે. હવે તમને જ્ઞાનથી માણુસ શું કામ કરી શકે છે તેનો એક દાખલો આપું છુ. ક્રીશ્ચિયનોએ કહ્યું છે કે, Church cries "Believe on Jesus Christ and than shalt be saved. Without this belief there is no salvation. Salvation is the reward for belief "

પાદરીઓ કહે છે કે, લૉર્ડ જીસસ ક્રાઇસ્ટના ઉપર ભરોંસો રાખો અને તેથી તમારો ઉદ્ધાર થશે. આ ઈમાન વગર તમારો ઉદ્ધાર નહિ થાય. મુક્તિ એ ઈમાનનો બદલો છે. ઇમાન માટે બદલો લેવાની માગણી કરવી તે શુ સચ્ચાઇ છે કે! જાણે કે એક માણુસ પોતાના કેશને માટે જજજને રૂપીઆ આપે છે તેથી એમજ સમજાય કે તે તેના કેશના નિકાલ માટે જજ્જ અથવા જુરરને પૈસા આપે છે. શા માટે? પોતાના કેશનો જજ્જ અથવા જુરર કાયદા પ્રમાણે નવો મને ચુકાદો આપે એટલા માટે તે આપે છે. ઇમાન માટે લાચ આપવી તે મહાપાપ છે. જ્ઞાનવાળો માણુસ બદલા માટે માગણી કરશે નહિ; પરંતુ કારણ માટે માગણી કરશે. ઢોગી માણુસજ પૈસાની માગણી કરે છે. મુક્તિને

માટે બદલો માગવો એ મહાપાપ છે અને અક્કલથી વિરૂદ્ધ છે. સત્યને શોધવા માટે ફક્ત અંદરમા પોતાની વૃત્તિ લગાવવાથી પોતેજ જાણી શકે છે. બીજાની સહાયતા લેવાની જરૂર નથી. પણ ફક્ત સાચા જ્ઞાનની સહાયતા લેવાની જરૂર છે. કોઈ પણ વાત જ્ઞાન શિવાય કબુલ કરવી એનું નામ મૂર્ખતા છે, પરતુ ઘણી વાતો એવી છે કે જે અમારા સમજવામા હાલ નથી આવતી, તો પણ તેવી વાતો જ્ઞાનથી વિરૂદ્ધ તો જતીજ નથી ધારો કે એક માણસ કહે કે બૃહસ્પતીનો તારો અમારા ઘરના મોતીઆ ઉપર છે બીજો માણસ કહે છે કે હાથી અમારા ઘર ઉપર છે. આ બેમાથી પહેલા માણસની વાત જ્ઞાનથી વિરૂદ્ધ છે. કારણ કે બૃહસ્પતીનો તારો આ પૃથ્વી કરતા ઘણો મોટો છે, તેમજ આકાશમા બહુ ઊંચે છે તેથી છાપરા ઉપર આવી શકતો નથી. જ્યારે બીજાનું કહેવુ કાંઈક સાચું છે કારણ ઘાસ વિગેરે સાધનોથી હાથીને ઉપર ચડાવી શકાય તેથી એમ થવુ સંભવ છે એથી પહેલા માણસને આ-જ્ઞાની તથા સત્યથી વિરૂદ્ધ છે એમ કહીશું. બીજા મા-ણસના કહેવાથી જોઈશું તો અમે તેનામા જેટલી સાચવટ તેટલી અમે કબુલ કરીશુ. એથી સિદ્ધ થાય છે કે જ્ઞાન-થીજ સત્ય સમજાય છે. અમારા સત્સંગીઓમાંથી કંઈ કોઈને જ્ઞાનમાથી સત્ય શોધન કરવાની કીંમત નથી તેઓ તો એમજ કહે છે કે જ્ઞાનને બાજુ પર મુકીને પ્રેમને લ્યો; પરંતુ તે લોકોને આ ખબર નથી કે પ્રેમી થવુ એ ઉત્તમ જ્ઞાન છે પ્રેમ જ્ઞાનથી વિરૂદ્ધ નથી. જે લોકોને જ્ઞાન નથી તે લોકોને ખરો પ્રેમ પ્રાપ્ત નહિ થાય, આથી સત્યને

શોધવા તથા લેવા માટે જ્ઞાન તથા પ્રેમ બેઉની જરૂર છે"

**રતનશી**—"સ્વામીજી ! જીવ તથા બ્રહ્મની ઐક્યતા થાય છે કે ?"

**સ્વામીજી**—"ભાઇ રતનશી ! ઐક્યતાનો અર્થ શુ છે ! આજકાલના માણુસો ઐક્યતાનો અર્થ સમજતા નથી તમારો વિચાર તથા મારો વિચાર એક સરખો થાય તો તેને પણુ એક્યતા કહેવાય છે. સોના તથા ત્રાબાની મિલાવટથી એક નવીન ધાતુ થાય છે. તેને પણુ ઐક્યતા કહેવાય છે આજકાલના દાગીનાઓમા થોડુંક ત્રાણુ મેળવીને બનાવી લે છે. તે કહે છે કે સોનાનો દાગીનો છે, પરંતુ તેજ ધાતુનું પૃથક્કરણુ કરવાથી સોનું તથા ત્રાંબુ એ બેઉ ધાતુઓ જુદી થઇ શકે છે. પાણીમા પાણી ભેળવી નાખવુ તે પણુ ઐક્યતા કહેવાય છે. અગ્નિમા અગ્નિ તેમજ જ્યોતમા જ્યોતિ મળી જાય છે તેને પણુ અકયતા કહેવાય છે. જાતીની અંદર જાતી મળી શકે છે તેને પણુ ઐક્યતા કહેવાય છે આ બધી જુદી જુદી જાતની ઐક્યતાઓને બતાવી હવે તમો બતાવી શકો છો કે જીવની ભગવાન સાથે કેવી રીતની ઐકયતા થઇ શકે છે, જો તમો કહો કે જ્યોત જ્યોતમા ને પાણી પાણીમા સમાઇ જાય છે તો તે અશુદ્ધ અને અજ્ઞાન છે; કારણુ કે આગળ મે તમોને અનંતની વ્યાખ્યા આવી રીતે આપી છે કે અનતમાથી કાંઈ નીકળી શકતું નથી તેમજ તેમા કાઈ દાખલ થઇ શકતું નથી. જો તેમા બીજી ચીજ આવી જાય તો પછી તે અનંત ન કહેવાય કારણુ કે તેનો અત હોય ત્યારેજ બીજી ચીજ ઘુસી શકે છે. તેવીજ રીતે અનત તો સર્વત્ર વ્યાપક છે તેથી તેમા

કાઈ નીકળી શકતું નથી; કારણ કે નીકળીને જવાનો રસ્તો કે સ્થાન નથી જ્યોતિ જ્યોતમાં સમાય છે તેનું કારણ એ ટલુંજ કે પહેલી જ્યોતમાં જગ્યા ખાલી હોવાથી જ બીજી જ્યોતી તેમા દાખલ થઇ શકે છે અને તેવીજ રીતે જો તે દાખલ થાય તો પછી અનંત કેવી રીતે થઇ શકે ? વેદમાં પણ કહ્યુ છે કે नेति नेति नेति વળી અનંત છે તેમાં કઇ ચીજ પેસી શકે. વળી જ્યોત જ્યોતમા જેમ મળી જાય છે, તેવી રીતે આપણે પણ ઈશ્વરમા મળી જઇએ તો પછી ઈશ્વર અનત નથી એમ થાય. વળી એક માણસનો જન્મ થયા બાદ બેસે છે, ત્યાર પછી હાથ જમીન પર ભેરવીને ચાલે છે, મોટો થતા ચાલે તથા દોડે છે, પછી નિશાળીઓ થાય છે, ત્યાર પછી સિપાઇ થાય છે તેમાથી તે નાયક ફોજદાર તથા આખર સુપરેન્ટેન્ડેન્ટ થાય છે. હવે તે જ્યારે જેવા દરજ્જા પર હશે ત્યારે માણસો તેને તેવા નામથી બોલાવશે; પરંતુ તેથી તેનું પોતાપણુ તો તેજ રહેશે. શરીરની અવસ્થા બદલતી જશે તેવી જ રીતે તેનું જ્ઞાન તથા સુખ દુઃખ તથા વિચારો એ બધા બદલી જાય છે એટલે તેમા વધ ઘટ વિગેરે થાય છે તથા તેની બધી અવસ્થાઓ પણ બદલી જાય છે; પરતુ તેનું પોતાપણુ કોઈ પણ વખતે બદલાતું નથી; પણ તેવું ને તેવુ જ રહેશે તે કહેશે કે હું નાનો હતો ત્યારે એમ કરતો હતો ને મોટો થયા પછી આમ કરતો હતો ને હવે હું આમ કરૂ છું એટલે તેનું હું પણું એટલે પોતાપણું તો બદલાતું નથી, કારણ કે તે પોતાપણુ અમર છે. હવે આ અમર-પોતાપણું ભગવાનમા મળીને એક થઇ જાય

તો પછી પોતાપણું નાશ થઈ જાય એટલે ચૈતન્ય નાશ થઇ ગયું કહેવાય.

ભાઈ રતનશી ! શું ચેતન નાશ થાય છે કે ? કદી નહિ, ચેતન તો અમર છે. વળી કેટલાક લોકો તથા કેટલાક વેદાતીઓ એમ કહે છે કે પોતાપણુ ભગવાનમા લય થઇ જાય છે; પરતુ તેઓ બિચારાઓ ભ્રમણામા પડયા છે, કારણુ પોતાપણુ એ ચેતન હોવાથી નાશ પામતું નથી.

હવે સાભળો ઐકયતાનો અર્થ એ છે કે પ્રભુનો સત્-ગુણુ તથા અમારો સત્ગુણુ એક જેવો બની જાય તેનું જ નામ ભગવાન સાથે એકત્રતા. ગુણુમા ગુણુ મળી શકે છે પરતુ તેથી પોતાપણું નાશ પામતું નથી. જેવી રીતે કે શંકરાચાર્યનો ગુણુ તથા મારો ગુણુ એક થૈ જાય પરતુ તેથી હું શકરાચાર્ય થતો નથી, તેમજ શકરાચાર્ય હું થતો નથી. ખરી રીતે આ વ્યાકરણુ દોષ પણુ છે, પરંતુ જે હોય તે તેજ રહે છે; પરંતુ ખ્યાલ તથા ગુણુ એક જેવા બની શકે છે. આવી રીતે જીવની બ્રહ્મ સાથે ઐકયતા થાય છે એટલે જીવ બ્રહ્મ જેવો થઇ શકશે, પરંતુ બ્રહ્મ જેવડા થઇ શકશો નહિ, કારણુ કે બ્રહ્મ અનત છે. આ અંકગણિતના કાયદા પ્રમાણે બેને બે ચાર થઈ શકે છે, પાચ થઈ શકતા નથી. તેવીજ રીતે અંતવાળા અનત થઈ શકતા નથી અને અનત તે અંતવાળો થતો નથી કારણુ કે અંત વાળા તથા અનંત આ બે ઉની વ્યાખ્યા એક બીજાથી ઉલટી છે. જેવી રીતે કે All man are good all man are not good i. e. A and E propositions in logic which

are controdictions. બધા માણુસો સારા છે અને બધા માણુસો સારા નથી. આ લોજીકમા ( ન્યાયશાસ્ત્ર ) મા એ તથા ઇ વાકયો કહેવાય છે કે જે એક બીજાથી વિરૂદ્ધ છે. હવે એ તથા ઇ આ બે ૭ અ કગણિતની રીતથી એક થઇ શકતી નથી, તેવીજ રીતે અનત અતવાળો થઈ શકતો નથી અને અતવાળો અનત થઈ શકતો નથી”

**રતનશી**—“સ્વામીજી ! આપે કહ્યું કે પોતાપણું મટતું નથી, પરતુ અમર છે. ત્યારે પોતાપણુ તો અહંકાર છે. અને વેદાતીઓ એમ કહે છે કે અહકાર એટલે હુંપણું. પોતાપણાને મુકી દેવુ જોઈએ ત્યારે અધિકારી થઈ શકે છે, આ બેમાથી કઈ વાત બરાબર છે ?”

**સ્વામીજી**—“ અફ્સોસ ! બેહદ અફ્સોસ ! આજકાલના માણુસો અહકારનો અર્થ સમજતા નથી. અહકાર તથા ખરેખરાપણાને જાણુતાનથી. કોઈ સુતાર હોય ને સુતારનું કામ કરે અને કહે કે હું સુતાર છુ તો શું તે અહકાર કહેવાય ? જો તે કહે કે હુ બહુ મોટો ને બધા કરતા વધારે હુશીઆર છું તો તે અહકાર કહેવાય. ડૉકટર જે. હૉસ્પીટાલ ખોલીને માણુસોને દવા આપે ને પાટિયું મારે કે હું અમુક ડૉકટર છું, તો શું તે અહકાર કહેવાય. વકીલ પોતાની ઓફીસની બહાર પાટિયુ લગાવે કે હું અમુક વકીલ છુ તો શુ તે અહકાર કહેવાય ? અહકાર તે કહેવાય કે જે પોતાની બડાઇ કરે ને પોતાને વખાણે તેજ અહકાર કહેવાય, તેવીજ રીતે ચેતનનો ગુણ જે પોતાપણું છે તે અહકાર નથી પરતુ તે કહે કે હુ અનંત ભગવાન

છુ, તો તેજ અહંકાર છે. જેટલી વાત હોય તેટલીજ વાત દેખાડે તેને અહંકાર ન કહેવાય તેને તો ખરાપણું કહેવાય છે. ભાઈ રતનશી! અહ કાર ખ્યાલથી આવે છે. જો હું કોઈ ગામડામા જઉ ત્યા મને કોઈ ઓળખતું ન હોય ને મને પૂછે કે આપ કોણ છો તો હું કહું કે હું સાધુ છુ ને પૂછે કે ભાઈ આપનો જન્મ કોના કુળમા થયો છે તો કહું કે મારો જન્મ દીવાનના કુળમાં થયો છે, તો અહંકાર ન કહેવાય; પરતુ આ ખરી વાત કહેવાય. પરંતુ જો હું અભિમાનથી કહુ કે દીવાનકુળનો છું એટલે દીવાન છુ તો તે અહંકાર કહેવાય. તેવીજ રીતે પોતાપણુ તથા અહ કાર આ બેઉ જુદીજ વાતો છે."

રતનશી—"સ્વામીજી જીવ શું બ્રહ્મ છે?"

સ્વામીજી—"ભાઈ રતનશી! તમોએ જીવ તથા બ્રહ્મ એ બેઉ જુદા કહ્યા. એટલે આ વાતમા તમને કાંઇક સંશય છે. બ્રહ્મને તો કોઈ પણ વખતે સ શય થતો નથી. તમને સ શય થાય છે તેથી તમે બ્રહ્મ નથી. વળી તમે જાણો છો કે બ્રહ્મ અન ત અનાદિ સર્વ શક્તિમાન ને સર્વજ્ઞ છે?"

રતનશી—"હા હું તે જાણુ છું."

સ્વામીજી—"ભાઇ રતનશી! શું તમે તમને બ્રહ્મ જાણો છો? જો તમો તમને બ્રહ્મ તરીકે ન જાણુતા હો તો તમે બ્રહ્મ નથી, કારણકે બ્રહ્મ તો સર્વ જાણુનાર છે, એની વધારે સાબીતી શુ આપવી. વળી જો તમને થોડાક માણસો બ્રહ્મ તરીકે સમજે ને ભૂલમા પડે તો તેથી શુ થયું? આખી દુનિયાં પોતાને બ્રહ્મ તરીકે નથી જાણુતી તો તે એવકુફ

બ્રહ્મ છે, આમ બની શકે ખરૂં કે ? તમે કહો છો કે બ્રહ્મ સર્વ શક્તિમાન છે. ઠીક જો તમે બ્રહ્મ હો તો તમે પણ સર્વ શક્તિમાન હોવા જોઈએ. શુ તમે તારા કે ચંદ્ર બનાવી શકશો કે ? હું પ્રભુ છું એમ કહેવુ તો સહેલું છે, દરેક જણ એમ બોલી શકે છે, પરતુ તેવાં કર્મો થઈ શકતા નથી. વકીલ તેજ કહેવાય કે જેણે વકીલાતની પરીક્ષા આપી હોય. પરીક્ષા આપી ન હોય તે વકીલ કહેવાય નહિ. તેવીજ રીતે તમો બ્રહ્મ નથી છતા તમો તમોને બ્રહ્મ કહો તો તે અશુદ્ધ છે.”

રતનશી—“ સ્વામીજી ! ભગવાને આ રચના કરીને માણુસોને પણ પેદા કર્યાં, તો તેવી રીતે રોજ રોજ ભગવાન માણુસો પેદા કરે છે ! કારણકે અમો સંસારમા પ્રત્યક્ષ રીતે જોઈ શકીએ છીએ કે હજાર વર્ષ પહેલા હિંદુસ્તાનમાં થોડા કરોડ માણુસો હતા. સો વર્ષ પહેલાં તો અગ્રેજોએ ગણુત્રી કરી હતી તો ફક્ત અઢાર કરોડ માણુસો હતાં. હાલની ગણુત્રીએ તો હિંદમાં તેત્રીશ કરોડ માણુસો છે, કે જેમા બહારથી આવેલ માણુસો ફક્ત બેથી ચાર કરોડ છે હવે આટલા માણુસોનો વધારો થયો છે તે શુ ભગવાન રોજ રોજ માણુસો બનાવે છે. ભગવાન આટલા માણુસો બનાવે છે ને માણુસોને દુઃખમાં નાખે છે. તો પછી ભગવાનને બનાવવાનું શું કારણુ છે ? દુનિયામા માણુસો બહુ દુઃખ ભોગવે છે તે પરમેશ્વર જુએ પણુ છે છતાં માણુસો તો બનાવ્યેજ જાય છે તેનુ શું કારણુ ? ”

સ્વામીજી—“ ભાઈ રતનશી ! તમારી તર્ક શક્તિ જોઇને મને ખ્યાલ થાય છે કે તમારો મારી સાથેનો સંબંધ

બહુ કાળનો હોવો જોઈએ; કારણુ કે નાનપણુમાં પણુ હું ધર્મચર્ચા કરતો હતો તે વખતે આવો સવાલ મને મનમા અશાતી કરી દેતો હતો, પરંતુ કુલમાલિકે દયા કરીને આ-તરિક અભ્યાસથી પડદો ખોલીને મને પ્રત્યક્ષ કરી બતાવ્યું છે, તે તમે સાંભળો, પહેલાં કુલમાલિકની આ મુરાદ હતી કે માયા અને શક્તિનો સુધારો થાય અને તેથી સુધારો થયા કરે છે, જુઓ એક ડુ ગર છે કે જેમાં સ્થૂલ પથરા-ઓનો ઢગ છે તે ડુ ગરમા માયા ને શક્તિ બેઉ છે તે ડુ ગર પર વરસાદ પડવાથી વૃક્ષો પેદા થાય છે. વૃક્ષો પેદા થાય છે તો તેમા નાનાં જીવડા પણુ ઉત્પન્ન થાય છે. તે નાના જીવડામાથી પેટે ચાલનારા જીવડા પણુ થાય છે. પેટે ચા-લનાર જીવડામાથી ઉડનારા જીવડા થાય છે, વરસાદની મોસમમા કીડીઓ તથા મ કોડાઓને પાખ આવે છે ને ઉડે છે. નાની ગાડરોમાથી ભમરાઓ–આવી રીતે ઊડનારા પક્ષી પણુ થાય છે–તેમાથી પાછા પગવાળા–પગે કુદનારા પક્ષીઓ થયા, જેવા કે કુકડા તથા ઊંટ પક્ષી કે જેને અ ગ્રેજીમા Ostrict એટલે શહામૃગ કહે છે. તેમાથી કેટ-લાક મરી ગયા ને તેમાથી બીજાના સ ગમથી ઊંટ વિગેરે પેદા થયા. ઊડવાવાળાઓમાથી મોટા કુદકા મારનારા પશુઓ પેદા થયા એટલે બિલાડી મરૂ ચિત્તા વાઘ વિગેરે પેદા થયા તથા પુ છડાવાળા વાદરાઓ પણુ પેદા થયા, તે વાદરાઓમાથી કેટલાક મરી ગયા તથા કેટલાક વગર પુ છડાવાળા વાદરા કે જેને Ape નામના વાદરા કે જેને ગુજરાતી કપી કહે છે. તેવા વાદરા થયા અને તેવીજ રીતે માણુસો પેદા થયા. હાલમાં પણુ મોટા જ ગલોમા એવા

મરૂ જેવા માણુસો પેદા થાય છે.

કાનપુરમા હોપ ફુલસ્કૂલ એટલે યતીમખાના સ્કૂલમાં એક એવો મે માણુસ જોયો છે, કે પહેલા મોઢથી બોલતો નહોતો, પણ બીજાઓને હાતથી કરડતો તથા લડતો હતો. તેને હાલમા બોલવાનું શીખવાડવામાં આવે છે, આથી સમજાય છે કે રચનાની ઉત્પત્તિ જડ તથા ચેતનના મિલાપથી થાય છે. માણુસ જ્યારે વધારે જ્ઞાનવાન થાય છે ત્યારે માયાનો આસરો થોડો લે છે, ને ચેતનનો આસરો વધારે લે છે. જે જ્ઞાનવાન માણુસો છે તે માયાનો આસરો થોડો લે છે ને ચેતનનો આસરો વધારે લે છે. એવી રીતે ચેતનનો આસરો પરીપૂર્ણ લઇ લે તો તેથી તેનામા જે માયાના પદાર્થો છે તે માયામા મળી જાય છે ને ચેતન ચેતનમા જઈને મળે છે. કોઇ મનુષ્ય જ્યારે મરે છે ત્યારે તેને દાટવા અથવા બાળવામા આવે છે ત્યારે તે શરીરની અંદર જે તરેહના તત્ત્વો છે તે તરેહના તત્ત્વોમા જઈ મળે છે. જેવી રીતે પાણીનું પૃથક્કરણ એટલે Analysc કરે છે ત્યારે ઓક્ષીજન ઓક્ષીજનમા મળે છે ને હાઈડ્રૉજન હાઈડ્રૉજનમા જઈને મળે છે. બાકી જે તેનો ચેતન છે તે સૂક્ષ્મ શરીર ધારણુ કરે છે. એટલે જેને જેવો ખ્યાલ હોય છે તેવો તે સૂક્ષ્મ શરીર ધારણુ કરે છે. આજકાલ અમેરીકનોએ આ વાત પ્રત્યક્ષ કરી છે કે ખ્યાલનો પણુ આકાર હોય છે અને તે ઉપરથી તેઓએ ફોનોગ્રાફની પ્લેટો બનાવી છે અને આ ઉપરથી સાયન્ટીફીક રીતે સિદ્ધ થાય છે કે અમારા ખ્યાલને પણુ આકાર છે. જેવો જેવો તેનો જોર ધ્યાન હોય છે ત્યા ત્યા તે ફરીથી માયાનુ શરીર ધારણુ કરે

છે, જ્યા સુધી કેવલ ચેતનમા નહિ પહોચે ત્યા સુધી તેને આ તકલીફ ઉઠાવવી પડશે તે ત્યા સુધી કે જ્યા સુધી એનો પૂરો સુધારો નહિ થાય. હવે કોઇ કહે કે આ સુધારાથી અમને તકલીફ થાય છે માટે પરમેશ્વરે શા કારણથી આ સુધારો કર્યો તો તેમા કોની ભૂલ છે ? હવે એક નિર્બળ માણુસ ભણે છે અને તેને ભણાવવાથી માથામાં દરદ થાય છે, અને તેને અશકિતથી નિદ્રા પણ આવતી નથી તે કહે કે ભણુવુ સારૂં નથી; પણ ઉલટુ ઘણું ખરાબ છે તો તેથી એમ સમજાય કે તે મૂરખ છે, તેને પહેલા તો પોતાના શરીરની બંદોબસ્તી કરવી જોઇએ ને ત્યાર પછી ભણવાનું શરૂ કરવુ જોઈએ. ભણુવુ કાઇ ખરાબ નથી પણ તેનુ શરીર ખરાબ છે તે પહેલા સુધારવુ જોઇએ તેવીજ રીતે જીવ સમજે છે કે આ દુનિયામા આવવાથી દુઃખ થાય છે; પરંતુ આવવાથી દુઃખ થતું નથી પણ તેને જે કામ કરવું છે તે કામ નથી કરતો તેથી તે દુખ ભોગવે છે. આથી આમ ન કહેવુ જોઈએ કે આ દુનીઆમા આવવાથી પરમેશ્વરે દુઃખ આપેલ છે, પરંતુ તેના નિયમ ન પાળવાથી દુઃખ થાય છે. જે માણુસ સારી રીતે પરમેશ્વરના નિયમ પાળે તો તેને દુઃખ કોઇ પણ વખતે થતું નથી. દુઃખનું કારણુ તે પોતેજ છે. બાકી તમે કહો છો કે જે ભગવાન રોજ માણુસો પેદા કરે છે, પણ શું ભગવાન એટલે કે કુલમાલિક શુ કોઈ સ્થૂલ ચીજ છે કે જે પોતાના હાથથી બનાવે અને પોતે મહેનત કરે. આ તો ડુંગરનો દાખલો છે, કે ડુંગર આસ્તે આસ્તે ખપી જાય છે ને તેમાં સુધારો થાય છે. અંતે માયાને બદલાવીને

ચેતન કરવી છે. આટલું તો × × × એટલે ભુગર્ભ શાસ્ત્રીઓએ સારી રીતે સાબિત કીધું છે કે માયાની તાકત દિન પ્રતિદિન કમતી થતી જાય છે જેવી રીતે કે પચાસ સાલ પહેલા જે ઝાડની કેરી બહુ મીઠી હતી તેમાથી હવે મીઠાશ ચાલી ગઇ છે અને ઘણી જમીનો કે જે કે આગળ ત્રણ ત્રણ ફસલો આપતી હતી અને જેનું અનાજ બહુ સ્વાદીષ્ટ અને મીઠાસદાર હતું તેમાથી હવે પેદાશ થોડી ને ઓછી મીઠાશવાળુ અનાજ પેદા થાય છે હવે તેને માણસો સાદી ભાષામા કહે છે કે જમીન થાકી ગઇ છે અને તેમા ખાતર વધારે નાખવુ જોઇએ.

મે ભુજમા મારી જીભથી લીલી મરચી ખાઈ જોઈ તેમા જરા પણ ખારાસ (તીખાશ) હતી નહિ, પરતુ મરચામા પહેલા તો બહુ ખારાસ હોય છે કે જેથી માણસ તેને ખાઈ પણ ન શકે Botainest વનસ્પતિશાસ્ત્રવેત્તા સારી રીતે સાબિત કરી બતાવે છે કે જમીનમા વીસ વરષ સુધી રોપાઓ ઉગાડવાથી તે રોપાના પહેલાની માફક તાકત તથા સુગધી હોતી નથી આથી સમજાય છે કે આદમીઓ વધતા જાય છે ને ડુગર તથા જમીનમાથી તાકત ઓછી થતી જાય છે તે તમે પોતે જ જોઇ લ્યો આ પ્રત્યક્ષ જ્ઞાન છે હવે પરીપૂર્ણ સત પાસે જઇ તે વિદ્યા પ્રાપ્ત કરો કે જેમા અતિ સુખ થાય અને જ્યા દુઃખનુ કારણ પણ ન હોય તો એક દિવસે તમારા ચેતન ચેતનમા મળી ને પરમ આનંદ મેળવે."

**રતનશી**—"સ્વામીજી ! આપે કહ્યુ કે સત ભગવત રૂપ છે તો પછી તેઓ બીમાર કેમ પડે છે ? ભગવાન

તો કોઈ વખતે બીમાર પડતા નથી. સત બીમાર પડે છે તો પછી સંત ને બીજા જીવમા શું ફેર છે ? વળી આપ કહો છો કે સતનુ શરીર પણ પવિત્ર છે, તો પછી તેમનામા અપવિત્રતા દાખલ કેમ થાય છે. અપવિત્રતાથી બીમારી થાય છે તો પછી સંતમા અપવિત્રતા કેવી રીતે દાખલ થાય છે ? ”

**સ્વામીજી**—“ભાઈ રતનશી ! કોઇ કોઇ વખતે તમારો સવાલ સાભળીને હું બહુ ખુશી થાઉં છુ સતોના બે સ્વભાવો Natures હોય છે તેને અગ્રેજીમા પણ Human nature and divine nature એટલે મનુષ્યનો જાતીસ્વભાવ અને પ્રભુપણાનો સ્વભાવ એમ બે હોય છે ધારો કે એક સંત છે કે જે પોતાની આગળીને દેવતામા નાખે છે શરીર તો જરૂર બળશે. આ વખતે તે સત પોતાની સુરતાને ઉપર અતરમા ચઢાવી દેશે તો તેને દાઝવાની કાંઈ પણ પીડા થશે નહિ, કારણ કે તેણે સુરતા ઉપર ચડાવી દીધી છે. પરંતુ શરીર તો જરૂર દાઝશે, અથવા તો સમજો કે કોઈ દેશમા સખ્ત ગરમ હવા હોય તો તે ગરમ હવા ત્યા સત હશે તેને પણ તેટલી ગરમ લાગશે, ને પાપી હશે તેને પણ તેટલીજ લાગશે. સત કે જેનુ શરીર પવિત્ર હોવાથી વધારે કોમળ છે તેના ઉપર સખ્ત ગરમ હવા વધારે અસર કરશે, પરતુ સત પોતાના આત્મિકબળથી તે સહન કરી શકે છે. તે સહન કરી શકે છે તેજ સંતોની વડાઇ છે. શરીર શરીરની તાકત પ્રમાણે કામ કરશે ને ચેતન ચેતનની તાકત પ્રમાણે કામ કરશે. સંત અનત આત્મિકબળથી દુઃખને તરતજ દૂર ફેંકી દે છે,

પરંતુ તેમના શરીરમા જે માયાની અસર છે તેમાં તો કુદરત પોતાની કારરવાઇ કરશે. ભગવાન કુલમાલિક પાપી તથા પુન્યવાળા એમ બધા ઉપરે વરસાદ વરસાવે છે. કુદરતનું કામ એવુ નથી કે પુન્યવાળા ઉપર વરસાદ કરવો ને પાપીને વરસાદથી દૂર રાખવો. કુદરત તો પોતાની કારરવાઈ કરે છે, પરંતુ સત પોતાના આત્મિકબળથી કુદરતની અસર થવા દેતા નથી તે તો પોતાનાજ આનંદમા રહે છે, હુ એક મારી નજરે જોયેલ પરચાની વાત કહુ છું. એક સમય હજૂર સાહેબ એક જણના લગ્ન વખતે વરઘોડામા પધારતા હતા રસ્તામા જતા જતા પગમા ઠેસ લાગવાથી તેમનું શરીર નમી ગયું, હુ સાથેજ હતો, તેમને તે વખતે વિચાર આવ્યો કે સત અતર્યામી હોવાથી તેમને ઠેસ બાબતની આગળ ખબર શું નહિ પડી હોય? જો તેમને આગળથી ખબર પડી હતી તો ઠેસ લાગવાજ કેમ દેત, પરતુ આવી વાત હજૂર સાહેબ અતર્યામી હોવાથી હ્હાડે સવારમા મારી સામે હસીને કહ્યુ કે, કોઈઅજ્ઞાની માણસને વિસ્મય થાય કે હજૂર સાહેબને ઠેસ કેમ વાગી! તે બાબત કહુ છું તે સાભળ તેમણે કહ્યુ કે સતોના બે સ્વભાવ હોય છે; પહેલો સ્વભાવ એટલે શારીરિક સ્વભાવ કે તે વખતે તો તેઓ આપણી માફકજ શરીરના સુખ દુઃખ વિગેરે ભોગવે છે ને બીજો સ્વભાવ એટલે ઇશ્વરી સ્વભાવ. આ ઈશ્વરી સ્વભાવથી રોજ સવારમા સંત આંતરિક યોગાભ્યાસથી ઉપર અંતરમા જુએ છે તે વખતે નીચેની માયા પણ તે જાણી જાય છે. એટલે જ્યારે તેઓ ઉપર જાય છે ત્યારે તેઓ બધું જોઈ શકે છે; જેવી રીતે કે કોઇ પહાડ

ઉપર ચડે છે ત્યારે તે નીચેનાં ગામડાંઓ પણ તેની નજરમાં કુદરતી રીતે આવી જાય છે; પરંતુ જો ઉપરજ ન ચડે તો પછી શું જુએ ? વળી જોવાની ક્રિયાનો સંબંધ ધ્યાન સાથે છે; જેવી રીતે કે કોઈને જોવાનું ધ્યાનજ ન હોય તો તે જોઇ શકતો નથી. રસ્તા પરથી માણસ ચાલ્યો જતો હોય; પણ આજુબાજુ જોવાનું તેને ધ્યાનજ ન હોય તો તે જોઇ શકતો નથી. વળી કોઈ કંઈ પુસ્તક વાંચતો હોય તે વખતે તેનું ધ્યાન ફક્ત વાચવામાજ રોકાયલું હોવાથી આજુબાજુ શું થાય છે તે તે જોઇ શકશે નહિ એટલે જોવાની ક્રિયાનો સબંધ ધ્યાન સાથે છે ધ્યાન વગર કંઈ પણ જોવાતું નથી; તેવીજ રીતે જે સત પોતાની બીમારીનો ખ્યાલ નહિ કરે, તેને કદાચ બીમારી લાગુ પડશે છતા પણ સાધારણ મનુષ્યપર જેવી અસર થાય તેવી તે સંત ઉપર અસર થશે નહિ હું મારી નજરે જોયેલ વાત કહું છું કે મહારાજ સાહેબ જ્યારે સિંધ હૈદરાબાદમાં પધાર્યા હતા તે વખતે તે છાતી તથા ફેફસા વિગેરેના દરદથી બીમાર હતા; છતા પણ તેઓ રાતના બે વાગ્યા સુધી સત્સંગ કરતા ને એવી છટાથી સમજાવતા કે મને તે વખતે લાગ્યું કે જરમનીથી કેન્ટ ફરી અહીં આવેલ છે. ભાઇ રતનશી ! આ આત્મિકબળ છે કે જેનો શરીર સાથે સંબંધ થોડો છે. આથી સમજાય છે કે સંતોને કુદરતનો કાયદો તોડવાની કાંઇ જરૂર નથી; પરંતુ તેમને દરદ પીડાની અસર તેમને થતી નથી. તમારો સ્વાલ એવો છે કે સંતનાં કંઈ કર્મો બાકી નથી તો પછી સંત બીમાર કેમ પડે છે ? આનો જવાબ મેં તમને પહેલાં

પણ આપેલ છે; પરંતુ તમો તે ભૂલી ગયા છો. પોતાના સત્સંગના કર્મમાંથી પોતે ભાગ લઇ લે છે અને સત્સંગીનાં કર્મો ઓછા કરે છે. કોઈ સંત કોઇ સત્સંગીને માંદો જોઈને–તેની પીડા જોઈને [સંતને] દયા આવે છે ને તેને દવા વિગેરે કરીને તે દરદમાંથી મુકત કરે છે. સંતને તેની સેવા કરવાની નથી, પરંતુ સંત પોતાના સત્સંગીને પુત્ર સમાન જાણે છે ને તેથી તેનીપર પ્રેમ બતાવે છે અને તેની સેવા વિગેરે કરી તેના કર્મને હઠાવી પોતાપર લે છે. જેવી રીતે કે કોઇને સખ્ત સજા મળી છે તે જ્યારે જેલમા જાય છે ત્યારે તેને લોટ પીસાવે છે. હવે તે નાજુક બદનથી બરાબર લોટ પીસી શકતો નથી અને તેથી કોઈ તેનીપર દયા કરીને તેને પીસી આપે અને તેનું કામ પૂર્ણ કરી આપે, તેવીજ રીતે સત્સંગીનું જબ્બર એટલે મોટું કર્મ જોઈને સંત દયા કરીને તે કર્મની સજા ઘટ એટલે ઓછી કરી આપે છે કોઈ શાહુકાર કોઈ ગરીબને કરજદાર સમજીને તે પર દયા લાવીને તે કરજમાથી મુક્ત કરવા લેણદારને પૈસા આપે છે તેથી તે કરજદાર તે કરજથી મુક્ત થઇ જાય છે અને તેતો શાહુકાર હોવાથી પૈસા ભરવામા કાઇ અડચણ થતી નથી, તેવીજ રીતે સંત પણ સત્સંગીના કર્મ લઇ લે છે અને તેને કર્મમાથી મુક્ત કરે છે અને સંત પોતે તો અનંત તાકતવાળા હોવાથી તેમનું દાતારપણું ઘટતું વધતુ નથી."

**રતનશી**—"સ્વામીજી ! કામ ક્રોધ લોભ મોહ અહંકારને અમારે શા કારણથી મુકવા જોઈએ ? આનંદ ભોગ લેવા માટે સ્ત્રી પરણે છે ને સંભોગ કરે છે એમા શું

ગુન્હો છે ? વળી કોઇ વિધવા સ્ત્રી બહુ કામાતુર થઇને આવે છે ને કોઈ પુરૂષ પાસે સયોગને માટે અરજ કરે છે ને કહે છે કે મારો પતિ નથી, તેમજ મારી અવસ્થા નાની છે, અમારી જ્ઞાતીના રિવાજ પ્રમાણે મારાથી પુનર્લગ્ન થઈ શકતું નથી અને કામવેદનાથી હું અતિ પીડિત છું, હવે તમો દયા લાવીને મારી કામાગ્નિને શાંત કરો. કોઈની પીડા તથા દુખને ટાળવી એ મહા પુન્યનુ કામ છે ને તેથી તમો મને આનંદ આપશો, તેમ તમો પણ આનદ ભોગવશો એમાં કાઇ પાપ નથી. વળી ભિક્ષુકને જોઇતી ચીજનું દાન આપવુ એમ શાસ્રમાં પણ કહ્યુ છે. હું તમારી પાસે ભિક્ષા માગવા આવી છુ; માટે તમો દાન આપી પુન્યશાળી થાઓ સ્વામી દયાનંદ સરસ્વતીજીએ પણ નિયોગ માટે પૂરી છૂટ આપી છે માટે તમો મારી સાથે× નિયોગ કરો. સ્વામીજી આવી ભિક્ષુકી સ્રીને વીર્યદાન આપવાથી તો લાભ થશે ને ?"

**સ્વામીજી**—"ભાઇ રતનશી ! ઘણા દોડો નહિ, કારણકે વધારે જોરથી દોડવામાં ક્યાક પડી પણ જશો, હું પહેલા તમને કામ બાબતનો જવાબ આપું છું તે સાભળીને પછી બીજા સવાલો પૂછો. હવે પહેલા વિચારી જુઓ કે કામ શું ચીજ છે ? બધા વૈદ્ય ડૉકટર વિદ્વાન તથા સંતો એક જાતની શકિતને કામ કહે છે. જ્યા સુધી આપણને Idea એટલે પ્રતિભાસ નહિ થાય ત્યા સુધી શકિતથી કાઇ પણ થતુ નથી. Atheist એટલે નાસ્તિક અને Theist

× ગુજરાતી સત્યાર્થ પ્રકાશના પહેલા ભાગમા પાને ૫૮ મે.

એટલે આસ્તિક એ બેઉમાં ફક્ત એટલોજ તફાવત છે કે નાસ્તિકો કહે છે કે ફક્ત માયાજ કામ કરે છે ને આસ્તિકો કહે છે કે પ્રભુ માયાદ્વારા કામ કરે છે. સમજો કે કોઈને પ્રતિભાસ જ નથી તો પછી તે વાત આવશેજ ક્યાથી ! પ્રથમ સૂક્ષ્મ વિચાર જે છે તેજ પ્રથમ સૂક્ષ્મ પાપ છે, પહેલા આ સૂક્ષ્મ ખ્યાલનો નાશ કરવો એ જરૂરનો છે. આ સૂક્ષ્મ ખ્યાલોનો નાશ કરવાનો શો ઉપાય છે તે તમો સાભળો. પહેલા તો મનમા પહેલ વહેલા વિચારો આવે તેને એકદમ રોકીને સુરતાને યોગ્યાભ્યાસથી ઉપર ચડાવવી જોઇએ. જ્યારે જીવનો ઉપરનો આનદ જોશો તો પછી નીચેનો ખ્યાલ કોઈ પણ વખતે નહિ કરો. સમજો કે એક સારો સુધરેલ છોકરો જેનો ખ્યાલ હમેશાં ભણવા ઉપર છે તે કોઈને જુગાર રમતાં જોશે તો તેને જુગાર બાબત બહુ કંટાળો આવશે. તેને કોઈ કહે કે જુગારમા બહુ આનંદ છે, તમે પણ બેસો ને જુગાર રમો, તો તમને ખાત્રી થશે કે કેટલો આનંદ આવે છે. છોકરો તરતજ જવાબ આપશે કે મને જેટલો ભણવામા આનદ આવે છે તેથી વધારે આનદ મને જોઇતો નથી, કારણકે ભણવામા મને પરિપૂર્ણ આનદ મળે છે. જો તેથી વધારે આનંદ મળશે તો હુ ગાડો થઇ જઇશ, કારણકે—

Exeses is bad in every respect

કોઈ પણ ચીજનો વધારો એ દરેક રીતે ખરાબ છે. વળી જુગાર રમનારને તો જેલમા જવાનું પણ થાય છે. જુગારથી માણસ ચોરી કરતાં પણ શીખે છે, તમે કહો છો કે જુગારમા આનદ છે; પણ તે કરતાં ખરાબી ઘણી

વધારે છે, આથી હું ભાઇ જુગાર રમીશ નહિ. તેવીજ રીતે કોઈ કામનાવાળી સ્ત્રી પૂર્ણ યોગાભ્યાસી પાસે આવશે તો તે યોગાભ્યાસીને બહુ કંટાળો આવશે. તેણે આંતરિક અભ્યાસથી ઉપરના સ્થાનોનો આનંદ લીધો છે તેને આ ભોગની ગંદી ચીજનો બહુ કંટાળો આવશે; કારણ કે તેની સુરતાને તે બાબતનો Idea એટલે ખ્યાલજ નહિ હોય તો તેથી તેને આનંદ આવશેજ નહિ. કારણ કે ત્યા તેનું ધ્યાનજ નહિ હોય. વળી વીર્ય કાઢવાથી શરીરને બહુ હાનિ થાય છે અને શરીર નિર્બળ થઇ જશે. શરીર નિર્બળ થઈ જવાથી મગજ–તંતુઓ બરાબર કામ કરી શકશે નહિ વળી નિર્બળ થવાથી તેની આખી જીંદગી બરબાદ થઇ જશે.

વ્યવહારિક કાયદાને તોડવાથી પોતાના Society કુટુંબને તથા દેશ ભાઈઓને ઘણું દુઃખ થાય છે હવે સમજો કે તેજ વિધવા તમને બુરૂં કામ કરવા માટે તમારી પર ફરજ નાખે છે તેમા ખરી રીતે તેની પણ હાનિ થાય છે. તમારી પણ હાનિ થાય છે અને તેથી કુટુંબ કબીલાત તથા દેશની પણ હાનિ થાય છે; કારણ કે તમો જો તેની સાથે ભોગ કરશો તો પહેલા તેની સુરતા નીચે જશે, તમારી સુરતા પણ નીચે જશે અને તમારી બદનામી થવાથી તમારા કુટુંબ તથા તમારા દેશને હાનિ થશે અને તેથી તમારા દેશભાઈઓ તમને સારી નજરથી જોશે નહિ અને તમારી તરફ તેઓ કટાક્ષ દ્રષ્ટિથી જોશે જેથી તમને જોતાજ તેમની સુરતા નીચે ઉતરશે હવે આ બધી હાનિ થવાનુ કારણ શું ? આ બધાનું કા-

રણુરૂપ ફક્ત તે કામવાળી સ્ત્રી તથા તે પુરૂષ છે, આથી ફરી તેઓએ આ વાતનું સારી રીતે ખડન કરેલુ છે. કામાગ્નિ એ ખોટી ગરમી હોવાથી કામ પેદા થાય છે આગળના વખતમા માણસો જ્યારે પૂરી તાકતવાળા અને બળવાન હતા તે વખતે આટલો બધો કામ નહોતો અને માણસો કોઈક વખતે ફક્ત ઋતુદાન આપવા માટેજ સ્ત્રી પાસે જતા હતા, પરંતુ આજના વખતમા તો જમાનાને જોઈ લ્યો કે કેટલો વ્યભિચાર દેશમા વધી ગયો છે કારણ કે માણસો કમજોર છે, કમજોર હોવાથીજ તેઓ પાપ કરે છે. ભાઈ રતનશી ! કોઈ તમને કહે કે તમારી સાથે જુગાર રમવાથી અથવા તમારી સાથે ચોરી કરવાથી મને અતિ આનદ થાય છે અને ચોરીમા તમને ભાગ પણ આપીશ તો શુ તેને ખુશ કરવા માટે તમો ચોરી કરશો ? કે જુગાર રમશો ? યાદ રાખો કે સત્ય તે સત્યજ રહે છે. કોઇ પણ સ્ત્રી વિધવા હોય કે સધવા યા કુમારિકા હોય ને જેને કામવાસના થાય તેને સમજાવીને તેના અશુદ્ધ ખરાબ વિચારોને બદલાવીને શુદ્ધ નીતિ ધર્મના વિચારો ઠસાવવાથી તેમને ખરાબ વિચાર કાંઈ પણ વખતે નહિ થાય. ભાઇ રતનશી ! એવી કામનાવાળી વિધવા સ્ત્રી કહો પોતાના અંતરના આવા વિચારો ભલા કેવા પુરૂષને જણાવે છે તે કહો. વળી ભાઇ રતનશી ! જુગારી હોય છે તે શુ કોઇ પણ વખતે બીજો માણસ કે જે જુગાર રમતો નથી તેને શુ જુગાર રમવા માટે કહેશે કે ? કદી નહિ કારણ કે તેને તેમ કરવાથી પકડાઇ જવાનીજ બીક હોય છે. વળી ભાઈ ! નીતિશાસ્ત્ર પ્રમાણે જે ચીજનો જે ધણી

છે તેજ કામમાં લાવી શકે, બીજાને શું અખત્યારી. ધારો કે એક ચીજ રસ્તામાં પડી છે અને તેનો કોઇ માલિક નથી, પરંતુ તેથી તમારો હક નથી કે તે ચીજ તમે લઇને વાપરો, તમારી ફરજ તો એટલીજ છે કે તે ચીજને લાવીને તમારે રાજ્યને હવાલે કરવી ગવર્નમેન્ટનો પણ કાયદો છે કે વગર માલિકની ચીજ સરકારને હવાલે કરવી બીજા કોઈએ તે ચીજનો ઉપયોગ કરવો નહિ. અથવા તો કોઇ બાળક કે જેનો ધણી નથી એમ તમો ધારો છો તેથી તે છોકરાને તમો તમારે ઘેર લઇ જઈ શકતા નથી પરતુ સરકારને તે બાબતનો રીપોર્ટ કરવો જોઇએ, ભાઈ રતનશી! નીતિશાસ્ત્રના કાયદાઓ કે જેઓ જ્ઞાનથી વિરૂદ્ધ નથી તે પ્રમાણે આપણે વર્ત્તવું જોઇએ અને તેમાંજ સુખ છે. નીતિના કાયદાઓ તોડવાથી દરેક રીતે હેરાન થવાય છે તથા દુ ખ આવીને ઉભું રહે છે વળી સ્વામી દયાનંદ સરસ્વતીજીએ સત્યાર્થ પ્રકાશમા નિયોગને માટે લખ્યું છે તેનો ફક્ત એટલોજ જવાબ આપુ છું કે સ્વામી દયાનંદજીના કહેવા મુજબ સમાજના મેમ્બરોમાંથી કેટલાક જણ કે જેઓને બાલબચ્ચા નથી તેમણે પુત્ર પ્રાપ્તિ માટે પોતાની સ્ત્રીને નિયોગ કરવા માટે મોકલી છે, તે કહેશો કે? વળી તેમનામાથી કાઈ ગાડો થઇ ગયો હોય કે સાત આઠ સાલ થયા બીમારી ભોગવે છે ને પોતાની સ્ત્રી પાસે જઈ શકતો નથી અથવા જેનો પતિ આઠ દશ સાલ થયા પરદેશ ગયો હોય ને સંતાન પણ ન હોય તેવાઓમાંથી કેટલાક જણે નિયોગ કર્યો છે તેનું રજીસ્ટર મહેરબાની કરી આપો તો તે ઉપરથી હુ વિચાર કરીને જોઉં કે શુ સારૂં

છે જો તમારી પાસે તે બાબતનું રજીસ્ટર ન હોય તો મારે તે બાબતમાં વધારે ઉતરવું નથી."

રતનશી—"સ્વામીજી ! ક્રોધ શા માટે ન કરવો જોઈએ ? કોઈ ચોર ચોરી કરવા આવ્યો હોય ને મારતો હોય તો પછી અમારે શું હાથ જોડી બેસી રહેવુ ? અમારા છોકરાને કોઈ રસ્તામા મારતો હોય તો શું અમારે શાન્ત થઈને જોયા કરવું ? અથવા કોઇ છોકરો ખરાબ કામ કરતો હોય તો શું તેને થપ્પડ મારીને ન સમજાવવો કે ? વળી ક્રોધને અટકાવવાનો કોઈ સાયન્ટીફીક રસ્તો છે કે ?"

સ્વામીજી—"ભાઈ રતનશી ! મેં આગળ તમને ક્રોધ બાબત સમજાવ્યું છે કે પહેલા ક્રોધ કરનારને ક્રોધ નુકસાની કરે છે ને ત્યાર પછી બીજાને નુકસાની કરે છે, આજકાલ મી. હેકસલે તથા બીજા પણ મોટા વિદ્વાનોએ આ વાત સારી રીતે સમજાવી છે કે કોઇના ખાવામા ઝેર આવ્યું હોય તો તે ઝેર ઉતારવા માટે Intidose એટલે ઝેરનાશક દવા આપવી જોઈએ, તેવીજ રીતે ક્રોધનો નાશ કરનાર દવા Happiness એટલે ખુશી છે એટલે ક્રોધનો Antidose છે. હવે તમારા છોકરાને કોઇ મારે તો તે વખતે મારનાર સામે હસીને કઈ કહેશો તો તેનો ક્રોધ ઉતરી જશે તેથી તમને પણ નુકસાન નહિ થાય અને તેનું દિલ પણ ઠંડું થઇ જશે કારણ કે ક્રોધ પહેલ વહેલા ખ્યાલમાં આવે છે ને ત્યાર પછી તે ક્રિયા કરે છે તેથી પહેલાં જો ખ્યાલનેજ રોકવામા આવશે તો વધારે ક્રિયા નહિ થાય અને તેથી તમારો છોકરો તથા તે મારનાર

તથા તમે એ ત્રણેમાંથી કોઇને પણ હાનિ નહિ થાય. જ્યારે જ્યારે જે માણસ ક્રોધ કરે છે તો પહેલાં પોતાનેજ હાનિ કરે છે. આ હાનિનો પ્રતિપક્ષી ખુશી છે તેથી જ્યારે જ્યારે ખુશીને વધારશો તો ક્રોધ પોતાની મેળેજ કમતી થઇ જશે, તેવીજ રીતે તમને ખુશી આવવાથી ઉલટો ફાયદો થશે, આથી હરેક મહાત્મા તથા સંતોએ ખુશીને વધારવા તથા ક્રોધ હરાવવા માટે કહ્યું છે. ક્રાઇસ્ટે પણ બાઈબલમા લખ્યુ છે કે, Resist not evil If person smitlles onyour one chest give him another.

ખરાબ વિચારની સામા થાઓ નહિ એટલે ખરાબ વિચાર સાથે લડો નહિ, પણ તેને બાજુપર મુકો. કોઈ તમારા એક ગાલ પર મારે તો તેની સામે બીજો ગાલ ધરો. બીજું કહ્યું છે કે,

તમારા દુશ્મનને ચાહો એટલે તેને પ્યાર કરો. આ વાત તો સાયન્સથી સાબિત થઇ ચુકી છે કે ક્રોધને ઉતારનારી દવા ખુશી છે. જુઓ કે બીમારીને ટાળવા માટે તંદુરસ્તીની જરૂર છે, થાકને ટાળવા માટે આરામની જરૂર છે, તેવીજ રીતે ક્રોધને ટાળવા માટે ખુશી છે. જેવી રીતે ઠંડા પાણીથી ગરમ પાણી ઠંડું થઇ જાય છે તેવીજ રીતે ખુશાલીથી ગરમ સ્વભાવ ઠંડો થઈ જાય છે. આથી જે માણુસને ક્રોધને ટાળવાનો પૂરો રસ્તો આવડતો નથી તેજ ક્રોધથી દુઃખી થાય છે.

ભાઈ રતનશી ! કોઇ પણ ચીજ પોતે ખરાબ નથી પરંતુ તેના ઉપયોગ કરનારની મુરાદ ઉપર છે. તમારે

ઘેર ચોર આવ્યો તેમાં તેને મારવાની એટલે ક્રોધ કરવાની તમારી મુરાદ ન હતી, પરંતુ તમે તમારો જાન બચાવવાનો યત્ન કર્યો આમાં ક્રોધની વાત નથી. તમે તેના પર ક્રોધ કર્યો નથી, પરતુ તમે તમારો જાન બચાવ્યો છે. કોઈ બાપ પોતાના છોકરાને ક્રોધથી મારતો નથી, પરતુ તેને સુધારવાનો યત્ન કરે છે. તેનો બાપ તો તે છોકરાને ક્રોધ કર્યાં વગર થપ્પડ મારીને તેની ચાલચલણ સુધારે છે. હજૂર સાહેબે કહ્યુ કે, " સતોના ક્રોધમા પણ હાત છે. " એટલે સતો ક્રોધ દ્વારા માણસોને સુધારતા નથી પરતુ પ્રેમદ્વારા સુધારે છે. મી. મેકસમુલર કહે છે કે, 'No action is bad but object of action is bad.'

કોઈ પણ ક્રિયા ખરાબ નથી; પરતુ ક્રિયાની મુરાદ ખરાબ હોય છે. કોઈ પણ ચીજ પોતે ખરાબ નથી પણ તેનો ઉપયોગ કરનારની મુરાદ ઉપર સારા તથા ખરાબ-પણાનો આધાર રહે છે. એક ખરાબ માણસ પાસે તલવાર હોય તો તેથી બીજા કોઇ જીવની ઘાત કરે છે અને જો સારા માણસ પાસે તલવાર હોય તો તેથી કોઈ જીવનો બચાવ કરશે, એમા તલવારનો દોષ નથી, પરંતુ મુરાદનો દોષ છે. તલવાર તો તેજ છે, તેવીજ રીતે ક્રોધ કરવાની મુરાદ પહેલા જોવી જોઇએ. તમારા છોકરાને ભણવા માટે ક્રોધ બતાવો તેમા તમારી મુરાદ ક્રોધ કરવાની નથી, પરંતુ તેને ભણાવવાની તમારી મુરાદ છે, તમારે તો ખરી રીતે ક્રોધ કે જે નુકસાનકર્ત્તા છે તેને તજવા માટે ખુશાલી હાંસલ કરો તેથી ક્રોધ પોતાની મેળે નીકળી જશે. આ ખુશી મેળવવાનો રસ્તો તો ફક્ત સુરતશબ્દ યોગાભ્યાસ

છે. આ દુનિયામા જે માણુસને હીરા અથવા મોતી મળે છે તો તેને થોડી ઘણી ખુશી થાય છે; પરંતુ પૂર્ણ ખુશી મેળવવી હોય એટલે ઉત્તમ પવિત્ર હીરો મેળવવો હોય તો તે તમારી અંદરજ છે તે તો કોઇ ભેદુ સત પાસેથી રસ્તો લઈને તે રસ્તાને તમારા હાથમા લઈ લ્યો તો તેથી તમોને અનંત નિત્ય આનદ પ્રાપ્ત થશે."

**સ્વામીજી**—"ભાઇ રતનશી ! હમણાં બે ચાર ભજન પ્રેમી સત્સંગીઓના મળ્યા છે, તે હુ તમોને ધ્યાનમા લેવા નીચે લખુ છું.

( ભજન )

ધરો ઇષ્ટ ગુરૂકા ધ્યાન, તુમારી પૂરન હો આશા. (ટેક)
અલખ નિરજન સિદ્ધ, સિદ્ધોંકી સેવામેં રહના,
ગગનગુફાકે મારગમેં, તુમ ધીરેસે ચલના,
કિમાડી દ્વાદશહીં લાગી, અમરાપુરી હય ઉન દ્વારે મેં,
જહા જ્યોતી જાગી, વ્હા હમ દેખા તમાશા—ધરો. ૧
અબ આશા લગી હમારી, ગગનગુફામાહી;
વજ્રકિમાડી લગી દિગંબર, સહેજ ખુલે નાહી,
વહાહય હિકમતકા કાજ, સોહ શબ્દકી ઠોકર મારો તો,
ખુલે દરવાજા, તબ તેરિ ભરમ હો નાશા—ધરો. ૨
શોધ યા કહીં હોના પ્યારે, ખોજ કરો ભાઇ,
જન્મ જન્મકે ફેરે તુમકો, રાભી છૂટ જાઈ;
ઘટ બિચ નિગમ અટારી ઉન, ઉસપર દેખો પ્રકાશા—ધરો. ૩
અગમ બાની અનહદ સંભલાતી, તુમ સુનો પ્રીતમ પ્યારે;
ભરમજાલ ભવસાગરસેં, તુમ સદા રહો ન્યારે;

અનહદ જો બાજા બાજત હૈં, શુન્ન શબ્દકે અગમ ચક્રમે;
જોતી બિરાજતહૈ, નાંહી જ્હાં લગે ભૂખ પ્યાસા–ધરો. ૪
ચેતન ચેત ચેતન નિરંજન, ખોજે દિનરાતી;
દશમેદ્વારેં દીપક જલતા, બિના ધિરત બાતી;
દરશ કોઈ પ્રેમીજન પાવે, ભવરગુફાકી ખોલ કિમાડી,
ઉપર ચડ જાવે, જ્હાકે દર્શકા પ્યાસા–ધરો. ૫
કહેતે સતલોકકે ભીતર, અગમ જોતી દરશેં;
બીજલીચમકે મેઘ ગરજે, અમૃતજલબરશે;
અલખ પુરૂષ સિદ્ધો કે સનમુખ, બહેં અમીધારા;
ચંદ સુરજકા બાસ નહિ વહાં, નિગમાગમ દ્વારા;
નાહી જ્હા લખે કાલફાસા—ધરો. ૬
કિરપા રાધાસ્વામીકી પૂરન, લગાઇ વેલજી જો સુરતન;
પાયા દરશ પાયકે માના, ભીતર ત્રિકુટીકે ઉપર જાના,
તબ પૂરન હો પ્રકાશા, ધરો ઈષ્ટ ગુરૂકા ધ્યાન,
તુમારી પૂરન હો આશા. ૭

( દોહરા. )

રાધાસ્વામી સુખદકો, ધરો ધ્યાન અઠ જામ,
નિરાકાર નિજ નામકું, પૂરન પ્રેમ પ્રણામ. ૧

(=કુંડલિયા=)

સ્વામી રાધા સંપ્રદા, જાનત સકલ જહાન;
પજુનંદ પ્રતાપી સો, હાંસામલ ગુનવાન;
હાસામલ ગુનવાન, સાન લીએ સત્ત ગુરાકી,
અમુલ્ય દીય અભ્યાસ, ખાસ હદ પરમપરાંકી,
કહે સુકવી ભગવત, સંતસો નિરગુન નામી;
તારે જીવ અનેક, સંત રાધાકે સ્વામી. ૧

( દોહા. )

દીનદયાલુ દેશકો, સમર્પે આતમબોધ,
યા જગતારન જીવકો, શુદ્ધ કરી જનશોધ. ૧

( સોરઠા )

આય મોર મતિવતકો, કારન કચ્છ દેશમે;
હાંસામલ શુભસંત, બેરબેર બલિહારહો. ૧
અમુલ્ય દીય અભ્યાસ, હમરે શુભ સંગીનકો,
પરમ મિટાઈ પ્યાસ, રાધાસ્વામી સતને. ૨

( સોરઠા. )

મંડન નિરગુન નામ, પાખંડી સબ ખડકે,
રહનો રાધાસામ, ભવજલતારનહાર ઈક. ૧
કેવલ નિરગુન નામ, યા કલીકાલ કરાલમેં;
રહનો રાધાસામ, ભવજલતારનહાર ઈક. ૨

(=ભજન=)

સુરતા મૂલ ઠિકાના જાનો,
તાહી ચિન્હકી ડોરી સંભાલો, દેવદ્રષ્ટી પહિચાનો (ટેક)
કોઈક કાયા બ્રહ્માડ ખોજે, કોઈક શન્ય ઠરાવે,
કોઈ ત્રિકુટીમેં ધ્યાન લગાવે, તો ગગનગુફામે આવેજાવે ॥૧॥
કાહેકું કાયા બ્રહ્માડ ખોજે, કાહેકું શૂન્ય ઠરાવે;
પિંડ બ્રહ્માડ દોનોસુ ન્યારા, કહો કૈસે લખ પાવે ॥૨॥
બિનગુરૂ ભેદ કોય નહિ પાવે, ફિર કાયા ધરી આવે;
જબલગ સંધ શબ્દ નહિ પાવે, તો ભવસાગરમેં આવેજાવે ॥૩॥
ગુરૂઝવેરી જબ ભેદ બતાવે, ઔગટ ઘાટ લખાવે;
શબ્દ સંધ ઔર સુરત નિસાની, ગુરૂગમ સેતી પાવે ॥૪॥

એહી સંદેશ સબનસેં ન્યારા, હ્યે હ સા પહિચાની,
કહે કબીર સુનો ધરમદાસા, મિટે તબ નર્ક નિસાની ॥૫॥

રતનશી—" સ્વામીજી ! જ્યારે આપ કહો છો કે અભ્યાસ કરવાથી ઉપર જવાય છે. ત્યારે પછી ગુરૂની સેવા કરવાની શુ જરૂર છે ? અમે અભ્યાસ કરીને પ્હોચીશું. આપના ગુરૂજીએ પણ કહ્યું છે કેઃ—

યે કરનીકા ભેદ હય, નાહીં બુદ્ધ બિચાર,
બુદ્ધ છોડ કરની કરો, તો પાઓ કુછ સાર

તેમજ કબીર સાહેબે પણ કહ્યુ છે કેઃ—

કરની કરે તે પુત્ર હમારા, કથની કરે સો નાતી;
રહેણી કરે સો ગુરૂ હમારા, મ્હે રહેણીકે સાથી.

સ્વામીજી—" ભાઈ રતનશી ! તમે તો મારી નસોને બહાર કાઢવા માગો છો જ્યારે ગુરૂનુ નામ હુ સાભળું છુ ત્યારે પાણી વગર માછલી રહી શકતી નથી, તેમજ દીવા વગર પતગ રહી શકતુ નથી, ચદ્ર વગર ચકોર ક્ષણ વાર પણ રહી શકતુ નથી તેવી રીતે મારો ચેતન ગુરૂ વગર ક્ષણ વાર પણ રહી શકતો નથી.

ગુરૂ શબ્દનો અર્થ એ છે કે ગુ એટલે અધારૂ ને રૂ એટલે પ્રકાશ જે અધકારનો નાશ કરીને પ્રકાશ કરે છે તેનુ નામ ગુરૂ જે આગળ પણ તમને સમજાવ્યું છે. ગુરૂ શિવાય જીવનો ઉદ્ધાર કોઇ પણ વખતે થઇ શકતો નથી જેવી રીતે આધળો કોઇ જાતની મદદ વગર ચાલી શકતો નથી તેવીજ રીતે ગુરૂની મદદ શિવાય યોગાભ્યાસમા ઉપર ચડી શકાતું નથી, કારણકે અતરમા માથાના

પડદા અને કાળની ઠગાઇ ઘણી છે. ગુરૂ છે તે જીવને બરાબર સાચા રસ્તાપર ચઢાવે ને વચમા ક્યાએ પણ ફસાવા દેતા નથી; પણ ખરી રીતે ગુરૂ પૂરા હોવા જોઇએ. આ વાતને ( ન્યાયકારી ) અને બધા તત્ત્વજ્ઞાનીઓ સારી રીતે સાબિત કીધી છે કે મદદગાર વગર જીવ આવી ઝીણી વાતમાથી પાર ઉતરી શકતો નથી; કેમકે અજાણ્યા માણસને શેહેરમા પૂછ્વા વગર પતો લાગતો નથી; તેવીજ રીતે ગુરૂ વગર જીવ અ તર અભ્યાસ કરી પાર ઉતરતો નથી. જ્યા સુધી સગુણ ગુરૂ સાથે પ્યાર કરી ચિત્ત એકાગ્ર થતુ નથી ત્યાં સુધી નિર્ગુણમા તેની વૃત્તિ નહિ જ લાગે, કારણકે નિર્ગુણ તો તેણે જોયોજ નથી વળી પવિત્ર વસ્તુમા પ્યાર કરવાથી જીવ પવિત્ર થાય છે ભાઈ રતનશી! મિજાજી એટલે દુન્યવી પ્રેમથી ઘણી તાકત અને જ્ઞાન પ્રાપ્ત થાય છે તો પછી પૂરા ગુરૂ સાથે પ્યાર કરવાથી કેમ નહિ થાય ?

દાખલો—એક વખત લયલાએ બાર માણસોને મિજલસમા બોલાવ્યા હતા. આ મિજલસમા લયલાનો આશક મજનુ પણ ઘુસી ગયો. બીજાઓ સાથે લયલાએ ઘણી સારી રીતે આનદથી વાતો કરી; પણ મજનુને તો પૂછ્યું પણ નહિ કે તું કોણ છો. બીજાઓને ખવડાવ્યુ પણ મજનુ તો ભુખ્યોજ રહ્યો. જતી વખતે સોપારીને બદલે દરેક જણને એક એક સાચુ મોતી આપ્યુ, પણ મજનુને તો હડકાર્યો નહિ. જ્યારે બધા બહાર ચાલ્યા ગયા ત્યારે મજનુ તો બહુ નાચ્યો અને ઘણા કુદકા માર્યા બીજા સાથે આવેલા હતા તે આ જોઇ બહુ હસ્યા ને મજનુને કહ્યુ કે તને બોલાવ્યો નહિ, તને ખાવા ન આપ્યુ, અમને

દરેકને મોતી આપ્યા, તને કાંઇ આપ્યું પણ નહિં, અરે એટલુજ નહિ પણ અમારી સાથે આનંદથી વાતો પણ કરી અને તારી સામે નજર પણ ન કરી ત્યારે આટલો નાચે છે કેમ? તુ તો ગાડો છે કે નાહક નાચે છે. મજનુએ જવાબ આપ્યો કે અરે ભાઇઓ! પાગલ હુ કે તમે, અરે લયલાએ મને ઓળખ્યો તો ખરો કે આ મજનુ છે. અને તેથી એની સાથે વાત પણ ન કરૂં એને ખવરાવુ પણ નહિ ને મોતી પણ આપુ નહિ. મને તો મારી માશુક ઓળખે એટલુંજ બસ છે. મને પૈસાની કે મોતીની પરવા નથી. ખાવાપીવા તથા મોતી વગેરેની તમને જરૂર છે. મને તો તેની સાથે પિછાનની જરૂર હતી તે તો મને તેણે ઓળખ્યો એટલે થયુ. મને એટલીજ ચાહના હતી કે મારી માશુક લયલા મને ઓળખે તે મારી વાસના પુરી થઈ ભાઈ રતનશી! એટલું જ્ઞાન જે મજનુમા હતું તે જ્ઞાન કોણે આપ્યુ. એ જ્ઞાન મજનુને પ્રેમે આપ્યું હતું. ફક્ત દુન્યવી પ્રેમમા એટલો ફાયદો છે તો પછી ગુરૂના પ્રેમમાં કેટલો ફાયદો હશે, તે તમો વિચારી જુઓ ગુરૂના મહિમા બાબત અમારા પ્યારા ગુરૂ હજૂર સાહેબે પોતાની પવિત્ર જબાનથી એક વચન કહ્યુ છે તે તમને સભળાવું છુ—

અરે મન રંગજા સતગુરૂ પ્રીત,
હોય મત ઔર કિસીકા ભીત,
ચડ્ડી અવધારો હિતકર ચિત્ત,
ગુરૂસે લેનાજા ઊન સીત,
તજો સબ કલમલ રહો અતીત,
મારલો મનકો એહી પલીત,

સુરતમેં ધરો શબ્દકી રીત,
ચઢો તુમ નભમેં યહ જગ જીત,
ગહો અબ સંતનકી યહ નીત;
ગુરૂકા નામ સંભારો ચિત્ત,
લગાઓ છિન છિન ઉનસેં પ્રીત,
ગાય રાધાસ્વામી યહ નિજ ગીત,
તજો સબ છલબલ મમતાતીત.

ભાઇ રતનશી! ફક્ત દુનિયાના પ્રેમમા એટલી તાકત છે કે જે બાબત મારા અનુભવનો દાખલો આપું છું તે સાભળો. જ્યારે હું ન્હાનો હતો ને ભણવા જતો હતો ત્યારે એક જણ મારી ઉપર પ્રેમ રાખતો હતો. તે ગરીબ માણસ હતો. તે બહુ માંદો પડયો ને અંતકાળ પાસે આવ્યો ત્યારે તેના શરીરમા ચાલવાની શક્તિ નહિ હતી, છતા પણ બે લાકડી લઈ તે લાકડીઓના આધારથી મારે ઘેર આવ્યો ને મારી પૂછા કરી. જ્યારે મારૂં મોઢુ જોયું ત્યારે તે અતિ આનંદિત થયો અને પોતાનો પ્રાણ ત્યાગ કર્યો. મરણ વખતે તેનો ચેહેરો હસતો હતો. હુ તે વખતે કોઈનો ગુરૂ નહતો તેમજ મારામા કાઇ શક્તિ પણ નહતી. ફકત મારો ચેહેરો થોડો સુંદર હતો અને અંગ્રેજી ભાષામા હુ સાધારણ ચતુર હતો તેથી કરીને મને ચાહતો હતો. ભાઈ રતનશી! હવે હું તમને પૂછુ છું કે તેની અંતકાળની સ્થિતિમા મારી પાસે લાવનાર તેનામા કઈ શકિત હતી. જ્યારે આ દુન્યવી પ્રેમમા આટલી શકિત છે ત્યારે સતગુરૂના પ્રેમમાં કેટલી જબરદસ્ત શકિત હોવી જોઈએ? તે તમો સમજી શકશો. જો ગુરૂમાં આપણો પ્રેમ હશે તો પ્રેમની શકિતથી આપણે

આતરિક અભ્યાસમા બહુ જલદીથી આગળ વધીને રાધા-સ્વામી પદમાં પહોચીશુ. પ્રેમમાજ પૂર્ણ શકિત છે અને પ્રેમ પ્રેમને ખીંચે છે. જે ગુરૂમા અમારો પ્રેમ હશે તોજ ગુરૂનો અમારાપર જરૂર પ્રેમ હશે. આવી રીતે પ્રેમના બેવડા જોડાણથી કામ સ્હેજમા થઈ શકે છે. ગરમી ગરમીને ખીંચે છે, ચકમક લોહાને ખીંચે છે, નેગેટીવ પોઝેટીવને ખીંચે છે તેવીજ રીતે ગુરૂ શિષ્યને ઉપર ખીંચે છે; કારણકે ગુરૂનું સ્થાન ઉપર છે તેથી જરૂર ગુરૂ ઉપર ખીંચશેજ. ગુરૂનો દેહ, ગુરૂનું લોહી, ગુરૂનું મન, ગુરૂની વૃત્તિ, ગુરૂનો વ્યવહાર વિગેરે સર્વે પવિત્ર છે એથી ગુરૂ શિષ્યની અપવિત્રતાને કાઢીને પવિત્ર કરશે. અમેરિકન સાયન્સ ફીજીઓલોજી ને સાઇકોલોજી આ પ્રમાણે જાહેર કરે છે કે, જે પવિત્ર ધારા હશે તે અપવિત્રતાને ખીંચી લેશે. જેવી રીતે ખસવાળા હાથને હાથ મિલાવવાથી ખસ પેદા થાય છે તેવીજ રીતે પ્લેગવાળા સાથે સુવાથી પ્લેગની ગાઠ થાય છે એ વાત આપણે બધાએ જાણીએ છીએ. જુઓ માદા માણસના શરીર સાથે સબંધ કરવાથી તેના શરીરની ચામડીમાથી રોગની સૂક્ષ્મ ધાર નીકળી બીજાના શરીરમા દાખલ થઇ બીજાને પણ રોગી કરે છે, આવીજ રીતે સારા નીરોગી માણસના શરીરમાથી રોગ વગરની સૂક્ષ્મ ધાર નીકળશે હવે ગુરૂના પવિત્ર દેહમાથી જે પવિત્ર ધાર નીકળીને આપણા શરીરમા દાખલ થશે તે શું આપણને પવિત્ર નહિ કરે ? જરૂરજ પવિત્ર કરશે. કોઇ ખરાબ ચાલનો હશે તેની સાથે દોસ્તી કરવાથી આપણા વિચારોમા પણ પરિવર્ત્તન થશે. આપણામા કહ્યું છે કે, સોબત તેવી અસર. વળી એક

જણનું મન ખરાબ હશે તો બીજાના મનને પણ ખરાબ કરશે, એટલાજ માટે ગુરૂના પગ ધોઇ ચરણામૃત લેવાનું કહ્યુ છે. અમારા ગુરૂ હજૂર દીન દયાળ તથા બીજા સતો પણ કહી ગયા છે કેઃ—

નિતપ્રતિ દરશન પરસન કરૈ, રૂપ અનૂપ ચિત્તમેં ધરૈ;
ચરનામૃત પરસાદી લેવૈ, માનમતી તજ તનમન દેવૈ.

સતોએ પ્રસાદી લેવાની જરૂર બતાવી છે તેનુ કારણ કે તેથી જીવ વધારે પવિત્ર બને અમેરિકન સાયન્સમા ફ્રીજીઓ નીમીમાં ધાર એટલે અંગ્રેજીમાં જેને કરન્ટ કહે છે તે બાબત સારી રીતે વર્ણન કરેલું છે અને પ્રત્યક્ષ પણ જ્ઞાનથી સમજાય છે કે જેવો સંગ તેવોજ સ્વભાવ થશે. ભાઇ રતનશી ! સતોએ તો ગુરૂનો મહિમા પ્રભુથી પણ વધારે વર્ણવ્યો છે, જેમકે કબીર સાહેબે કહ્યું છે કે.—

ગુરૂ ગોવિંદ દોનુ ખડે, કિસકો લાગુ પાય ?
બલિહારી ગુરૂદેવકી, ગોવિદ દિયે બતાય. ૧
ગુરૂકું મનુષ્ય જો ગિને, ચરણામૃતકો પાન,
સો નર નરકેં જાયગા, જનમજનમ હોઈ શ્વાન. ૨
ગુરૂ બડે ગોવિંદસે, મનમેં દેખ બિચાર,
હરિ સરજે સંસાર યહ, ગુરૂ સરજે ભવ પાર. ૩

કબીર સાહેબ કહી ગયા છે કેઃ—

રાધા તે છે આંધળો, ગુરૂને ભૂલી જાય,
હરિ રૂઠે ગુરૂ સ્હાય દે, ગુરૂ રૂઠે કોઉ નાય. ૧
ગુરૂને માણસ સમ ગણે, ચરણામૃતને પાણી,
તે નર નરકેં જાય છે, જન્મ થયો ધુળધાણી. ૨

ભાઈ રતનશી ! આ પણ તમારા ગુરૂભાઈએ ગુરૂપ્રતાપથી લખ્યું છે. આ ઉપરથી તમારા સમજવામા આવ્યું હશે કે ગુરૂપર પ્રીતિ કરવાથી શું ફાયદા થાય છે. હજુર સાહેબે પ્રેમ બાબત નીચે પ્રમાણે લખ્યું છે.

પ્રેમી સુનો પ્રેમકી બાત, (ટેક.)
સેવા કરો પ્રેમસે ગુરૂકી, દરશન પર બલ બલ જાત;
વચન પ્યારે ગુરૂકે ઐસે, જસ માતા સુત તોતરી બાત.
જૈસે કામીકો કામન પ્યારી, ઐસે ગુરૂ સુખકો ગુરૂકા ગાત;
ખાતે પીતે ચલતે ફીરતે, સોવત જાગત બિસર ન જાત.
ખટકત રહે ભાલ જ્યું હિયરે, દર્દીકુ જ્યું દર્દ સમાત;
ઐસી લગન ગુરૂસંગ જાકી, વો ગુરૂ સુખપર માર થપાટ.
જબલગ ગુરૂ પ્યારે નહિ ઐસે, તબલગ હિરસી જાનોજાત;
મન સુખ ફિરે કિસીકા નાહિ, કહો કયોં કર પરમારથ પાત.
રાધાસ્વામી કહેત સુનાઈ, અબ સતગુરૂકા પકડા હતા.

ભાઈ રતનશી ! સગુણ ગુરૂનો મહિમા નિર્ગુણ કરતા વધારે છે એમ સતો કહે છે. જુઓ દુષ્કાળ વખતે ઘણા ગરીબ માણુસો અનાજ વગર મરી જાય છે, તેમજ ચારા વગર ગાયો તથા બીજાં જાનવરોની પણ હાનિ થાય છે. ઇશ્વર તો જુએજ છે અને દુષ્કાળ કે સુકાળ કરનાર તેજ પરમાત્મા છે, પણ એવા વખતમાં સત લોકો બીજા શ્રીમતો પાસેથી પૈસા લઇ ગરીબો તથા ગાયો વિગેરેની રક્ષા કરે છે. વળી શાસ્ત્રની આ વાત પણ પ્રસિદ્ધ છે કે, એક વખતે એક શાહુકારને પુત્ર-સંતતી ન હતી તેણે નારદ મુનિને વિનતી કરી કહ્યુ કે, શ્રી ભગવાનને પ્રાર્થના મારા માટે

કરો કે જેથી મને પુત્ર થાય. નારદમુનિયે ફરતા ફરતા શ્રી ભગવાન પાસે જઇને પ્રણામ કરીને સ્તુતિ કરીને કહ્યુ કે ભગવંત ! અમુક શેહેરમાં અમુક શાહુકારને પુત્ર ન હોવાથી તે ઘણો દુઃખી છે. માટે કૃપા કરીને આપ તેને પુત્ર થાય એવું વરદાન આપો. શ્રી ભગવાને હસીને નારદમુનિને કહ્યું કે એના નસીબમા પુત્ર-સતતી નથી નારદમુનિ જ્યારે પાછા મૃત્યુ લોકમા આવ્યા ત્યારે તે વાત શાહુકારને અથથી ઇતિ સુધી કહી સંભળાવી. તે શાહુકાર આ સાભળી બહુ નિરાશ થયો ને પોતાના નસીબને દોષ દેવા લાગ્યો તેનું અંતઃકરણ બહુ ખિન્ન થઇ ગયું અને રડવા લાગ્યો ને કહેવા લાગ્યો કે હાય ! આ મારી મિલકત કોણ ખાશે. કેટલાક દિવસ વીત્યા બાદ એક સત ફરતો ફરતો ત્યાં આવી પહોચ્યો. આ આવેલ સંતની તે શાહુકારે દરેક રીતે બહુ સેવા કરી તેથી સંત બહુ પ્રસન્ન થયો અને જતી વખતે કહ્યુ કે તે મારી બહુ સારી સેવા કરી છે, તો કહે કે તને હવે શું જોઇએ છીએ? શાહુકારે કહ્યુ કે, મહારાજ ! હુ બહુ કમનસીબ છું મને સતતી નથી તે કૃપા કરી મને સંતતી થાય એવો આશિર્વાદ આપો. સતે કહ્યુ કે, હે શાહુકાર ! તને કેટલાં બચ્ચાં જોઇએ તે કહે. શાહુકારે કહ્યું, મહારાજ ! મને ચાર છોકરા ને ત્રણ છોકરી જોઈએ છે, સતે કહ્યુ તથાસ્તુ, જા તને થશે. દશ મહિને તેને ત્યા પુત્રજન્મ થયો અને તે શાહુકાર બહુ આનદ પામ્યો. જ્યારે નારદમુનિ ફરતા ફરતા તે ગામમા આવ્યા ત્યારે તે શાહુકાર છોકરાને ગોદમાં લઈ ઊભો હતો, તે જોઇ નારદમુનિએ પૂછયુ, આ કોનું બચ્ચું છે ? શાહુકારે કહ્યુ કે, અમારા

સતનું આપેલ બચ્યુ છે ને હજી છ થશે એમ તેઓએ દયા કરી વચન આપેલું છે. શાહુકારે અથથી ઇતિ સુધી વાત કહી સભળાવી. નારદમુનિ તો ત્યાથી દોટ કાઢીને તરત ભગવાન પાસે આવ્યા. મનમા તો નારદમુનિને એમ થયું કે શ્રી ભગવાને મને ખોટી વાત કહી છે, માટે જઇને કજીઓ કરૂં. ત્યાં પહોચ્યા એટલે શ્રી ભગવાનના દ્વારનો દરવાજો બધ હતો. નારદમુનિએ દરવાજો ઠોકયો અવાજ આવ્યો કે કોણુ છે? નારદમુનિએ પોતાનું નામ આપ્યુ. ભગવાને કહ્યુ કે, તમારી આંખ મને આપો, કારણુ કે મારે આખ જોઇયે છે. નારદમુનિએ કહ્યુ કે, મહારાજ! મારી આખ તમને આપું તો હુ કાણો થઇ જાઉં. મારાથી આખ તમને ન અપાય. ત્યારે ભગવાને કહ્યુ કે, જાઓ દોડાને, જે મળે તેને કહો કે ભગવાનને આખ જોઇએ છીએ માટે તમારી આખ આપો. નારદમુનિ દોડતા દોડતા ગયા ને જે જે મળ્યો તેને કહ્યુ, પરતુ કોઇએ પોતાની આખ આપી નહિ. છેવટે ફરતા ફરતા એક જંગલમા આવ્યા ત્યા એક સત મળ્યો તેને નારદમુનિએ કહ્યુ કે, હે સત બાવા! ભગવાનને આખ જોઈએ છીએ માટે આપો. સતે કહ્યુ કે, મહારાજ! કઇ આખ જોઇએ છીએ, ડાબી કે જમણી? નારદમુનિએ કહ્યુ કે, ભગવાને એમ કહ્યું નથી. સતે કહ્યુ કે, મહારાજ! બેઉ આખો ભગવાન પાસે લઈ જાઓ. નારદમુનિએ કહ્યુ, નહિ હું ભગવાનને પૂછી આવુ. એમ કહી નારદમુની દોડયા ને ભગવાન પાસે આવ્યા. અને કહેવા લાગ્યા કે, આ પૃથ્વી પર કોઇએ આખ આપી નહિ પણુ માહરાજ! એક સંતને આંખ માટે કહેતા તેણે બેઉ આખો

લઇ જવા કહ્યુ તેથી હું આપને પૂછવા આવ્યો છું. ભગવાને કહ્યું કે, હે નારદમુનિ! આખ તો તે સત સૂક્ષ્મ શરીરથી આવીને મને આપી ગયો છે; પણ નારદમુનિ તે ફકીરને તેં ઓળખ્યો? જેણે તે શાહુકારને પુત્રો આપ્યા છે તેજ આ સંત છે. જુઓ બીજા કોઈની એટલે તમારી પણ હીંમત ચાલી નહિં ત્યારે આ સંત બેઉ આખો આપવા તૈયાર થયો. નારદ મારા માટે જે સર્વસ્વ અર્પણ કરે છે તેને હું મારાથી પણ મોટો માનુ છું અને તે જે પ્રમાણે કહે તે પ્રમાણે હું કરૂં છુ; કારણ મને સત વહાલા છે. વળી એક વખતે ભાગીરથી ગંગાએ શ્રી ભગવાન પાસે વિનતી કરી કે, હે ભગવત! મૃત્યુ લોકમા ઘણા પાપીઓ આવી સ્નાન કરી મારામા પાપ ઉતારી જાય છે તેથી પાપના પુજ થઇ ગયા છે. તે પાપથી મારે કેમ બચવુ. ભગવાને હસીને કહ્યું કે, જ્યારે કોઈ સત આવીને પોતાના ચરણારવિંદ તમારામા ધોશે ત્યારે તેના ચરણકમળથી પાપનો પુજ ભસ્મ થઇ જશે. આ ઉપરની વાતોથી ભાઈ રતનશી! તમારા સમજવામા આવ્યું હશે કે સતોનો મહિમા અનત છે. ભાઈ રતનશી! તમોએ ગુરૂનો થોડો ઘણો મહિમા સભળાવ્યો. વળી આગળ જતાં વધારે નિર્ણય કરીશું."

રતનશી—"સ્વામીજી! આપ તો આગળના સંતોના બહુ નામો જણાવો છો ત્યારે હું કબીર સાહેબ નાનક સાહેબ વિગેરે સતોને એકજ રસ્તો હોવાથી તેઓના કહેવા મુજબ યોગાભ્યાસ કરૂં તેમા શું ખોટું? નવા સંતોને માનવાની શી જરૂર છે? કારણ કે આગળના પણ સતો હતા ને આ પણ સંત છે. વળી આગળના સતો તો ખરી રીતે

સંતજ હતા એમ બધા માને છે જ્યારે નવા સંતોને તો કોઈ માને છે ને કોઇ નથી માનતા."

**સ્વામીજી**—"ભાઈ રતનશી! તમારા એક એક પ્રશ્નથી મને અતિ આનંદ થાય છે. આજકાલ તમારા જેવા જીજ્ઞાસુ જો સત્સંગમા આવે તો તેનો એકજ જન્મમાં ઉદ્ધાર થાય. બધા ગુરૂઓ આ પ્રમાણે કહી ગયા છે કે પ્રત્યક્ષ (હાજર) ગુરૂની શરણુ લઈ પોતાના યોગાભ્યાસને ઉપર ચડાવો વિચારો કે લુકમાન હકીમ બહુ હુશીઆર હતો તે નાડી ઉપર દોરો બાધી રોગની પરીક્ષા કરી શકતો હતો પરતુ હમણા લુકમાન હકીમ નથી. જો હોય તો આપણી નાડી જોઈ દવા કરે, પણ હાલ જે હકીમો હાજર છે તેજ હકીમોથી અમારો રોગ જશે જો લુકમાન હકીમના નામની માળા ફેરવીશુ તો લુકમાન હકીમ આવીને અમને દવા આપી શકશે નહિ."

**રતનશી**—"એમા શું! લુકમાન હકીમ હાજર હોય કે નહિ હોય, પરતુ તેના લખેલા પુસ્તકો વાંચીને તેના લખવા પ્રમાણે દવા કરીશું તો શુ ફાયદો નહિ થાય? ઘણા લોકો નામાકિત ડૉકટરોનાં પુસ્તકો વાચી ફાયદો મેળવે છે, તો અમે પણ આગળના સંતોના વચનો વાચી પોતાનો ઉદ્ધાર કરીએ તો શુ તેમ નહિ થાય?"

**સ્વામીજી**—"ભાઇ રતનશી! થોડો વિચાર તો કરો કે દરેક દવા ઋતુ પ્રમાણે ફાયદો કરે છે. આજકાલના ડૉકટરો પણ ભૂલ કરે છે કે હર વખતે તેજ દવા આપ્યા કરે છે રીંગણા અથવા બટાટા એક ઋતુમા ગુણ કરે છે.

ત્યારે બીજી ઋતુમાં નુકસાન કરે છે. જુલાબ એક વખતે ફાયદો કરે છે ને વળી કોઇક વખતે નુકસાન પણ કરે છે તેવીજ રીતે ગત થઇ ગયેલ ગુરૂઓ કાંઇ ફાયદો કરી શકતા નથી. વળી ગુરૂની વાણી તો ગુરૂ જાણે છે. જેમ બી. એ. ની કલાસનું પુસ્તક બી. એ. વાળોજ જાણી શકે છે. પણ એ. બી. સી. ડી શીખનાર વાંચી શકશે નહિ; તેજ પ્રમાણે સંતોની વાણી પણ જે પૂરો અભ્યાસી હાજર હશે તે સમજશે. બધા સંતોએ પ્રત્યક્ષ ગુરૂની જરૂરત જણાવી છે. અમારા હજૂર સાહેબ દીનદયાળ અંતર્યામીએ પ્રત્યક્ષ ગુરૂનો મહિમા પોતાની પવિત્ર વાણીથી વર્ણન કરે છે તે સાભળો.

ગુરૂ કરો ખોજ કર ભાઈ, બિન ગુરૂ કોઈ રાહ ન પાઇ;
જગડૂબા ભવજલધારા, કોઇ ન મિલા કાઢનહારા;
જગપંડિત ભેખ વિચારે, કયા જોગી જ્ઞાની હારે,
સતનસેં પ્રીત ન ધારી, કયુ ઉતરે ભવજલ પારી,
તપ તીરથ બરત પચેરે, પઢ વિદ્યા માન ભરેરે;
ભક્તિરસ નેક ન પાયા, ભકતોકી શરન ન આયા;
ભક્તિકા ભેદ ન જાના, ગુરૂકો સત પુરૂષ નહિ માના;
ગુરૂ સબકો પાર લગાવે, જો જો ઉન સરન ધીઆવે;
ગુરૂસેં તું બેમુખ ફિરતા, મનકે નિત સન્મુખ રહેતા,
કરમોમેં પચતા ખપતા, નરદેહી બાદ ગવાતા,
અબ ચેતો સમજો ભાઈ, કરો પ્રીત ગુરૂસંગ આઈ,
કહે કર રાધાસ્વામી ગાઇ, કરની કર મિલે બડાઇ;

વળી એક સત્સંગીનાં પણ આ પ્રમાણે વચન છે કેઃ—

રતનવાદળ પ્રેમનો, અમપર વરસ્યો આય;
અંતર ભીંજી આતમા, લીલો થયો વનરાય ૧

સિંધ રહે ગુરૂ આપનો, શિષ્ય મોરજર સ્થાન;
ભેટો એનો ક્યમ થયો, ક્યાં છુટવાનો સ્થાન. ૨
સુરત શબ્દ ભેળો થયો, હવે ન છૂટે ક્યાય;
કર્મ જોગે પ્રેમથી, ગુરૂ મળ્યા છે આય. ૩
વસ્તુ ક્યા શોધું હુ ક્યાં, કેમ એ આવે હાથ;
રતનસિંગને તરત મળે, જો હોય ભેદુ સાથ. ૪
હાસા લીધો સાથમાં, દીઠી વસ્તુ ત્યાય,
કોટી જન્મનો પથ તે, પળમા છૂટી જાય ૫
ગુરૂને શિરપર ધારીએ, રહિયે આજ્ઞામાય,
રતન કહે તે હાસને, ત્રણે લોક ભય નાય. ૬
રૂપ રંગ જેને નથી, તે તો કેમ દેખાય;
ગુરૂદયાથી સહજમા, સૂરત નુરત જણાય. ૭
પડિત પુસ્તક અતિ ભણે, ગુરૂ વિણુ મળે ન જ્ઞાન,
જ્ઞાનવિના મુક્તિ નહિ, રતન શબ્દ પરમાન. ૮
મૂળ ધ્યાન ગુરૂરૂપનો, મૂળ પુજા ગુરૂપાય;
મૂળ નામ ગુરૂ વચનને, સત્ય ભાવ કહેવાય. ૯

**રતનશી**—"સ્વામીજી ! આપ તો અભ્યાસ માટે કહો છો તે ઠીક, પરતુ દુનિયામા હુ જોઉં છુ તો જે ધર્મ તરફ દુર્લક્ષ રાખે છે ને પાપ કરે છે તેવા માણુસોને શ્રીમંત તથા સુખી જોઉં છુ, ત્યારે બિચારા જે પાપથી ડરે છે ને અભ્યાસ પણ કરે છે તેવાં ઘણાં ગરીબ ને દુઃખી જોઉં છુ તેનુ શું કારણ હશે ? "

**સ્વામીજી**--" ભાઇ રતનશી ! તમોએ પહેલા તો સમજવુ જોઇએ કે સુખ અને દુઃખ શું છે અને પાપ શું છે.

તમો જો એમ સમજતા હો કે માથામા સુખ છે તો તેમ નથી. જો કોઇ શબ્દની વ્યાખ્યા (Deffination) બરાબર સમજવામાં ન આવે તો માણુસ ભ્રમણામાં પડી જાય છે. કોઈ પણુ માણુસ પૈસાદાર થવામા સુખ માનતો હોય તો તેની બહુ મોટી ભૂલ છે. જો તમો એમ ધારતા હો કે પાપ કરવાથી શ્રીમંત થવાય છે ને શ્રીમંતાઇથી સુખ મળે છે તો તે તમારી ભૂલ છે, કારણુકે તે શ્રીમંત પણુ બહુ દુઃખી છે. તમો તેની બહારની શ્રીમંતાઈ એટલે ગાડી ઘોડા બંગલો નોકર ચાકર વિગેરે જોઇને તેને સુખી માનો છો પરંતુ ખરી રીતે તેના અતર આત્માને તમે જાણી શકતા નથી, પણુ જો તમે તેના અતરાત્માને તપાસી જોશો તો તમોને ખાત્રી થશે કે તે બહુ દુઃખી છે. જેટલા પૈસા વધારે છે એટલું દુઃખ તેને વધારે છે, કારણુકે મિલ્કતની સંભાળ વિગેરે કરવા માટે તે રાત દિવસ ચિતામગ્ન હોય છે. રાજા ને રંક, ગરીબ ને શાહુકાર દરેક સુખ અને દુઃખની સાથે બધાએલા છે શ્રીમતને મસ્તિષ્કમા જો જરા પીડા થશે તો તે રાડોરાડ કરી મુકશે પોતાની પેઢી ઉપર પણુ નહિ જાય અને તેના નોકરો વૈદ્ય કે ડૅાકટર પાસે દવા માટે દોડાદોડ કરશે, પણુ એક ગરીબનું સાધારણુ માથું દુખશે તો તે તેની પરવા ન કરતા પોતાને ધધે લાગી જશે. શ્રીમંત કોમળ હોવાથી સહન કરી શકતો નથી જ્યારે ગરીબને મન તો આ સાધારણુ વાત હોવાથી સહન કરી શકે છે. શ્રીમતાઈમા કોમળતાપણું ભોગવવું પડે છે કે જેને ડાકટરો એક જાતનો રોગ કહે છે. મર્હુમ પ્રાઇમ મીનીસ્ટર ગ્લેહસ્ટન પોતામા કોમળતાપણું ન આવે તે માટે

બહુ સખ્ત કસરત કરતો હતો તે એટલે સુધી કે કોઈ કોઈ વખતે કુહાડો લઈ જગલમાં લાકડા પણ કાપીને પોતે માથાપર લાકડાનો ભારો પોતાને ઘેર લઈ આવતો હતો. ભાઈ રતનશી ! માણુસોને દુઃખ સુખની જરા પણ ખબર નથી કે દુઃખ સુખ કોને કહેવાય તથા દુઃખ સુખ કયા થાય અને કેવી રીતે થાય.

દુઃખ અને સુખ પોતામાથી થાય છે. બહારની ચીજોથી થતુ નથી. ધારો કે રસ્તામા બે માણુસો ઊભા છે તેમાથી એક તો સાધુપુરૂષ જેવો ઠંડી પ્રકૃતી વાળો છે જ્યારે બીજો તામસિક વૃત્તિવાળો છે. એટલામા કોઈ નિશો પી આવતો હતો તેણે આ બેઉ જણુને ગાળો આપી, ઠંડી પ્રકૃતિવાળો તો એની બુદ્ધિ ઉપર હસ્યો જ્યારે બીજાએ તો લાકડી ઉપાડી કજીઓ કર્યો. હવે ગાળ તો તેણે બેઉને આપી; પરંતુ તેથી એકને ખુશી થઈ જ્યારે બીજાને ક્રોધ ચડયો. આથી સમજાય છે કે દુઃખ તથા સુખ અતરની વાત છે. તમો એમ કહો છો કે શ્રીમત સુખી છે, પણ તે વાત ખોટી છે. એક વખતની વાત છે કે, હાથરસ શેહેરવાળા તુલસી સાહેબને કોઇ મશ્કરાએ મશ્કરીમા કહ્યું કે, તમારી ડાઢી બકરાની ડાઢીને મળતી છે તથા તમારો ચેહેરો તો ખરેખર ઊલુક ( ઘુવડ Owl ) ને મળતો છે ત્યારે તુલસી સાહેબને બહુ આનંદ થયો અને તેની ઉપર કૃપાદ્રષ્ટિ કરી કે જેથી તે નિહાલ થઈ ગયો. સત્સંગીઓ તો આથી બહુ અજાયબ થયા ને તુલસી સાહેબને પૂછ્યું કે તેમને તેણે ખરાબ કહ્યા છતાં તમે તો તેને નિહાલ કીધો તેનું કારણુ શું ? તુલસી સાહેબે હસીને

કહ્યું કે, ભાઇઓ! એની પાસે જે હતું તે એણે મને આપ્યું ને મારી પાસે છે તે મેં એને આપ્યુ. આ ઉપરથી સમજાયુ હશે કે દુઃખ સુખ પોતાના અંતરમાંજ છે. દાદુ સાહેબ કહી ગયા છે કે ક્ષમામાજ સુખ છે જેમ કે,

બાદ બિબાદે વિખ ઘના, બોલે બહુત ઉપાધ;
મૌન ગહે સબકી સહે, સુમિરે નામ અગાધ.
જહા દયા તહા ધર્મ હય, જહાં લોભ તહઁ પાપ;
જહા ક્રોધ તહઁ કાલ હય, જહાં છમા તહઁ આપ.

દુનિયાદારી મનુષ્યો સુખ દુઃખની વ્યાખ્યા જાણતાંજ નથી. સંતો કહે છે તેજ સત્ય છે. સતોની વાણી અપાર છે. સતોએ કરેલી વ્યાખ્યા અને દુનિયાદારીઓની કરેલી વ્યાખ્યામા ઘણુ અતર છે તેથી કરીને સતોની વ્યાખ્યા સત્ય છે. ભાઈ રતનશી! દુનિયામા એવો માણસ બતાવો કે જેને પેટ ન હોય. બધાને પેટ હોય છે ને બધાના પેટ પણ ભરાય છે. પરમેશ્વર કોઈને ભુખ્યો રાખતો નથી પણ માણસો મોજશોખમા ફસાવાથી વધારે દુઃખ ભોગવે છે જે મોજશોખની ચીજો વધારે ખાય છે તે વધારે માંદો પડે છે. કબીર સાહેબ કહે છે કે,–

"ખટ્ટા મીઠા ચરપરા, જીવ્હા સબ રસ લેય;
ચોર ન કુતિયાં મિલ ગઇ, પહેરા કિસકા દેય? ૧
અહાર કરે મન ભાવતા, જીવ્હા કરે સવાદ;
નાક તલક પૂરન ભરે, કો કહીએ પરસાદ? ૨
રૂખા સૂખા ખાયકર, ઠંડા પાની પીય;
દેખ પરાઈ ચોપડી, કયું લલચાવે જીય? ૩

આધી અરૂ રૂખી ભલી, સારી સો સંતાપ;
જો ચાહેગા ચોપડી તો, બહુત કરેગા પાપ ૪
કબીર સાઈ મુઝકો, રૂખી રોટી દેય;
ચોપડી માંગત મૈ ફિરૂં, રૂખી છીન ન લેય." ૫

આ ઉપરથી તમારા સમજવામા આવ્યું હશે કે આ દુઃખ સુખ મનના છે; પણ બહારનાં નથી. પાપ પણ દુનિયાના માણસો એક રીતે માને છે ત્યારે સંતો વળી બીજીજ રીતે માને છે.

રતનશી--"ત્યારે સ્વામીજી! પાપ શાને સમજવું ?"

સ્વામીજી--" રતનશી ! દુનિયાદારી માણસો એમ સમજે છે તે પરમેશ્વરના કાયદાથી વિરૂદ્ધ જવુ તેનુ જ નામ પાપછે. એરીસ્ટોટલ કહી ગયો છે કે, Sin is violation lan c/o his ઈશ્વરના કાયદાથી વિરૂદ્ધ જવુ તેનુ નામ પાપ છે દુનિયા તરફ નજર કરો તો તમને જણાશે કે એક વાતમા એક પક્ષવાળા પુન્ય માને છે ત્યારે બીજા પક્ષવાળા તેને પાપ સમજે છે. જેવી રીતે કે હિંસામાં હિંદુઓ પાપ માને છે ત્યારે મુસલમાનો કુરબાની તરીકે પુન્ય સમજે છે, ત્યારે ક્રિશ્ચિયન લોકો તેમા ધર્મ કે પાપ એમ કાંઇ નથી સમજતા. ક્રિશ્ચિયનો કહે છે કે ઇસુમસીને માનવાથી મુક્તિ થશે. બીજાઓ બધા નર્કમા જશે ત્યારે મુસલમાનો કહે છે કે મહમદ પયગંબર સાહેબને માનવાવાળા બધા સ્વર્ગમાં જશે બીજા બધા નર્કમાં જશે. હિંદુઓ કહે છે કે મુસલમાનો તથા જે હિંદુ ધર્મ માનતા નથી તે નર્કમાં જશે. હવે આપણે જ્યારે

ઇશ્વરનો કાયદોજ જાણતા નથી તો પછી ઈશ્વિરી કાયદાનો ભગ આપણાથી થાય છે કે નહિ તે આપણે કેમ જાણીએ; કારણ કે આ વાત કાયદાથી વિરૂદ્ધ છે. ઇરાદા વગર થઈ ગએલ કામની સજા થતી નથી સમજો કે એક માણસ પોતાનો ભાઈ માદો હોવાથી તેની પાસે જવા માટે દોટ કાઢી જાય છે. ભાઈના ઘર પાસે પહોચતા વચમા રસ્તામા એક નાનું સુકોમળ બાળક પડેલું છે કે જેના ઉપર તેની દૃષ્ટિ નહિ પડતાં પગ આવી જાય છે ને તે બાળક તેનો પગ લાગવાથી મરી જાય છે. આ બાબતમા સરકાર કાયદાની ઈન્ડીયન પીનલકૉડની કલમ ૩૦૨ તે માણુસ પર નહિ લગાડી તે માણુસને ફાસીની સજા નહિ કરે, કારણ કે તે માણસનો ખુન કરવાનો ઈરાદો ન હતો. આપણે કેમ જાણીએ કે અમુક કામ ઈશ્વિરી કાયદાથી વિરૂદ્ધ છે કે કાયદા પ્રમાણે છે. જે એરીસ્ટોટલે વ્યાખ્યા કરી છે તે ખોટી છે સતો પાપની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે કે પોતાના ચેતનને નીચેના દરજ્જા પર ઉતારવો તેનુ નામ પાપ છે જેવી રીતે એક જણની સુરતા પોતાની ઇદ્રીમા ગઈ તો તેથી કામ પેદા થશે ને તે પાપ કરશે આ પ્રમાણે સુરતાને નીચે ઉતારવી તેનુંજ નામ પાપ છે, તેવીજ રીતે જેની સુરતા નાભિમા જશે તેને ક્રોધનો વિચાર આવ્યા કરશે આવી રીતે સુરતાને નીચે ઉતારવાથીજ પાપના કામ થાય છે તેથી સુરતાને નીચે ઉતારવી તેજ પાપ છે. જે કલાલની દુકાનમા જશે તે દારૂડિયો થશે ને જે જુગારીને ત્યા જશે તે જુગારી થશે, તેવીજ રીતે સુરતાને જે જે સ્થાનપર ઉતારશે ત્યા તે તેવા કામ કરશે ને તેનુ ફળ ભોગવશે. ચાહે તો હિંદુ,

મુસલમાન, જૈની, ક્રિશ્ચિયન, બુદ્ધિષ્ટ કે પારસી જે કોઈ પોતાની સુરતાને નીચેના સ્થાનપર ઉતારશે તે તેવું પાપ કરશે. આ પાપ પોતાના જીવની હાણુ કરે છે અને જ્યારે પોતે પોતાને હાણુ કરે છે તે ઈશ્વરી કાયદાથી વિરૂદ્ધ છે, કારણુ કે તેણે આપણુને પેદા કરેલ છે અને તે પેદા કરેલ ચીજની આપણે નુકસાની કરીએ ત્યારે તે કર્ત્તાના કાયદાથી આપણે વિરૂદ્ધ થયા. એક શેઠે કાચનો ગ્લાસ બહુ ખુબીથી પોતે ઘણી મહેનત લઈ બનાવ્યો તેના નોકરે આ ગ્લાસ જાણી જોઈને ભાગી નાખ્યો એટલે તે શેઠથી વિરૂદ્ધ થયો; તેવીજ રીતે અ પણુને પરમેશ્વરે બનાવ્યા છે તેનો આપણેજ કામ, ક્રોધ, લોભ, મોહ વિગેરેથી ઘાત કરીએ તો આપણે પરમેશ્વરથી વિરૂદ્ધ થયા એ વિરૂદ્ધ થવુ એજ પાપ છે"

**રતનશી**—"સ્વામીજી! આપનુ કહેવુ એ છે કે સુરતાને નીચે ઉતારવી એનુજ નામ પાપ છે તે શિવાય પાપજ નથી તો પછી માસ ખાવામા શુ પાપ છે? જુઓ સિંહના દાત ઈશ્વરે એવા બનાવ્યા છે કે તે ઘાસ ખાઈ શકતો નથી. વાઘ તથા ચિત્રાની હોજરી એવી ઈશ્વરે બનાવી છે કે ઘાસ કે અનાજ તેને હજમ થતુજ નથી વળી બાજ ને સમળી નાના પક્ષી જેવા કે ચકલી વિગેરેને ખાય છે ત્યારે ચકલી તથા કાગડા નાના કીડાઓને ખાય છે તેવીજ રીતે મોટો મચ્છ નાની માછલીઓને ખાય છે એટલે તેમનો આહારજ મચ્છીઓનો છે. બીજી ચીજો ઈશ્વરે તેમના માટે નિર્માણ કરેલી નથી જો તમે કહેશો કે આ તો તમે પશુ પક્ષી વિગેરેની વાતો કરો છો પરતુ તેમને જ્ઞાન નથી ત્યારે અમે તો માણસો છીએ. સ્વામીજી! ઈશ્વરે

અમારા માટે માસ પેદા કરેલ છે. રશીયાના ઉત્તર વિભાગ કે જ્યા બહુ બરફ પડે છે ત્યા અનાજ પેદા થતું નથી. ત્યા તો ફક્ત એક જાતનું હરણ થાય છે અને થોડીક બુટીઓ થાય છે તેનો આહાર હરણ કરે છે અને હરણને મારીને માણસો ગુજરાન કરે છે તેની ચામડીના કપડા કરે છે. પ્રભુથી જો આ વાત વિરૂદ્ધ હોય તો ઈશ્વરે તેમના માટે શા કારણથી ત્યા અનાજ પેદા નથી કર્યું ચાલો રશીયા પણ દૂર છે. આખી દુનિયામા દરેક જણ પાચશો એસી જીવ રોજ ખાય છે. અમેરિકન ડૉકટર બુક કહે છે કે માણસ જીવ ખાધા વગર જીવી શકતા નથી; કારણકે અનાજ તેમજ મેવામા પણ જીવ છે. પાણીમા પોરા છે હવામા નાના તતુઓમા પણ સૂક્ષ્મ જીવો છે કે જે આઈ-ગ્લાસથી જોઇ શકાય છે તે આપણા ખાવામા આવે છે. આ ઉપરથી સમજાય છે કે માસ ખાવુ તે ઈશ્વરી કાયદાથી વિરૂદ્ધ નથી. વળી મહાભારતમા (શા. ૧૫. ૨૬) મા અર્જુન કહે છે કે सूक्ष्मयोनी निभूतानि तर्कगम्यानिकानिचित् पक्ष्मणोऽपि निपातेन येषास्यात् स्कन्ध पर्यय ॥ અર્થ—આખે ન દેખાય પણ માત્ર તર્કથીજ જેનું અસ્તિત્વ અનુમાની શકાય એવા સૂક્ષ્મ જતુઓ પણ જગતમા છે કે જેના સ્કધ આખની પાપણના હાલવાથી પણ ઉલટા સુલટી થઇ જાય છે. વળી વનપર્વમા પણ એવી કથા છે કે, ક્રોધથી એક પતિવૃત્તા સ્રીને ભસ્મ કરવાને ઉદ્યુક્ત થયેલા બ્રાહ્મણનો પ્રયત્ન જ્યારે સફળ ન થયો ત્યારે તે તે સ્રીને શરણે ગયો અને પછી ધર્મનું ખરૂ રહસ્ય સમજવા માટે તે સ્રીએ તેને એક શિકારી પાસે મોકલ્યો. આ શિકારી માસ વિક્રય કરનારો

છતા માબાપનો પરમ ભક્ત હતો. શિકારીનો આ ધધો જોઇને પેલા બ્રાહ્મણને અત્યત ખેદ અને વિસ્મય થયો હતો. વળી જગતમા કોણ કોને ખાતું નથી. जीवोजीवस्य जीवनम् (ભાગ ૧–૧૩–૪૫) આ વ્યવહાર નિત્ય ચાલુ છે અને આપત્કાલમા प्राणस्यान्नमिदं सर्वम्--એવુ માત્ર સ્મૃતિકારોએજ (મનુ. ૫. ૨૮. મ ભા. શાં. ૧૫–૨૧)મા નહિ પણ ખુદ ઉપનિષદોમા પણ સ્પષ્ટ કહેલું છે. (વે. ૨૩–૩–૪ ૨૮–છાપ–૨–૧ બૃ. ૬–૧–૧૪) આ શિવાય સ્વામીજી ! મેવામા પાછળથી જીવડાઓ થાય છે તેવીજ રીતે ઇંડામા પણ પાછળથી જીવ આવે છે. હવે આપ મેવો ખાવા રજા આપશો તો ઇંડામા શુ પાપ છે ! ”

સ્વામીજી—“ ભાઈ રતનશી ! તમે બહુ ભૂલ કરો છો તમારો ઉપરનો પ્રશ્ન સાભળી મને બહુ કપારી છુટે છે એનો જવાબ હુ તમોને સારી રીતે સભળાવુ છુ તે ધ્યાન દઇ સાભળો બધા શાસ્ત્રોમા લખ્યું છે કે માણસના શરીરમા સત્વગુણ રજોગુણ તથા તમોગુણ એમ ત્રણ ગુણો છે રજ તથા તમોગુણ નીચેના ચક્રોમા છે જેમકે ક્રોધ નાભિમા કામ ઇંદ્રીમા વિગેરે છે. માસ રજ તથા તમોગુણ વધારનાર છે પોતાના દુશ્મનની શક્તિ આપણેજ વધારી આપીએ તો તે દુશ્મન આપણોજ ઘાત કરશે, તેવીજ રીતે કામ ક્રોધ લોભ વિગેરે આપણા દુશ્મનો છે માસથી આ દુશ્મનોની તાકત વધશે અને તે આપણને મહાત કરશે દાખલો આપણા રાજા ઉપર કોઇ દુશ્મન રાજા ચઢી આવે તેને આપણે (દુશ્મન રાજાને) ખોરાકી દારૂ ગોળો વિગેરે જાણી સમજીને મોકલતા રહીશુ તો તે દુશ્મન રાજા આપણા

રાજાને જરૂર જીતી લેશે. તેવીજ રીતે સુરત રૂપી રાજાની સામે મન રૂપી રાજા પોતાના કામ ક્રોધ લોભ મોહ વિગેરેના લશ્કર સાથે આવીને લડશે તેને આપણે રજ તથા તમોગુણ રૂપી દારૂ ગોળો તથા ખોરાક પોચાડીશું તો તે મનરૂપી રાજા આપણા સુરતારૂપી રાજાપર જીત મેળવશે, પણ જો આપણે આપણા સુરતારૂપી રાજાને સત્વગુણી ખોરાક આપીને તેના લશ્કર–ક્ષમા સતોષ ધીરજ વિગેરેને તાકત આપીશુ તો તે મનરૂપી કાળને જીતી લેશે. ભાઈ રતનશી ! જુઓ ? આપણા હિંદુઓ કેટલા ક્ષમાવાન છે અને મુસલમાનો કે જેઓ માસાહારી છે કે માસ ખાઈને કોઇની હિસા કરવામા અચકાતા નથી. તેઓ કેટલા બધા ક્રોધ યુક્ત છે. હિદુસ્તાનની જેલોમા જોશો તો જે ખુનીઓ તથા કામી યાને વ્યભિચારી તથા ચોર એટલે લોભી વિગેરેની સખ્યા ૯૫ ટકા જણાશે, જયારે હિદુઓની સંખ્યા ૫ ટકા જણાશે તે ૫ ટકા વાળા હિદુઓ પણ ઘણુ કરીને માસાહારીજ જણાશે 'હિસા નુકસાનકારક છે. બધા સતો જીવતા સાપને હાથ અડાડવા કરતા માસને અડવામા વધારે ભય રાખે છે. તુલસી સાહેબે કહ્યું છે કે —

તિલભર મછલી ખાય કર, કોટી ગૌ દે દાન,
કાશીકરવત લે મરે, તો ભી નર્ક નિદાન. ૧
ખુશ ખાના હય ખીચડી, માહી પડે ટુક નોન;
માંસ પિરાયા ખાયકર, ગલા કટાવે કૌન. ૨
કહતાહું કહે જાતહુ, કહુ જો માને હમાર,
જાકા ગલ તુમ કાટીઓ, સો કાટિ હૈ તુમ્હાર. ૩

બીજા પણ સતો એવીજ રીતે કહે છે. હાલના વખતમા વિલાયત તથા અમેરિકાના ડૅાકટરોએ સિદ્ધ કરી બતાવ્યું છે કે માસ નુકસાનકરતા છે. ડૅાકટર રે તથા ડૅાકટર બ્રુક વગેરે માસ ખાવા માટે સખ્ત મના કરે છે તેથી કરી અમેરિકાના હાલ ઘણા ફળાહારી થઇ ગયા છે ”

**રતનશી**—“ સ્વામીજી ! જે માસાહારી નથી અને ફળાહારી છે તે શુ ગુન્હો કરતા નથી અથવા તે તેઓ શું પાપ કરતા નથી ? ઘણા ફળાહારીઓને જોઇએ છીએ કે તેઓ કામ ક્રોધ વિગેરેમા રચ્યા પચ્યા રહે છે તેનું શુ કારણુ ? ”

**સ્વામીજી**—“ભાઈ રતનશી ! ઉપરના વર્ણવેલ ત્રણુ ગુણુ સત્વ રજ ને તમ ત્રણુ રીતના થાય છે. જેવી રીતે કે સ્થૂલ રજ અને સૂક્ષ્મરજ અને કારણુ રજ. આપણે ત્રણુ રીતના હોવાથી નવ જાતના થાય છે સ્થૂલરજ તથા સ્થૂલ તમોગુણુને કાઢવાને માટે માંસ નહિ ખાવુ જોઈએ. સૂક્ષ્મરજ ને તમોગુણુ કાઢવા માટે યોગાભ્યાસ કરવાની જરૂર છે, કારણુ કે ખરાબ વિચાર મગજમાથી ઉત્પન્ન થાય છે તે નીચેનાં સ્થાનોમા વિચાર કરવાના મૂળિયા નથી. વિચારના મૂળિયા મગજમાં છે અને અભ્યાસનો રસ્તો પણુ ઉપર છે; કારણુ રજને તમોગુણુ તો ફક્ત કુલમાલિક દયાળની દયાથીજ જાય છે, કારણુ કારણુ રજ તથા તમોગુણુનું બીજ ત્રિકુટીથી પણુ ઉપર છે. સ્નાન કરવાથી શરીર પવિત્ર થાય છે. કસરત કરવાથી ને શુદ્ધ હવા લેવાથી લોહી સુધરે છે. એકાગ્ર વૃત્તિ કરવાથી મન શુદ્ધ થાય છે

યોગાભ્યાસ કરવાથી સુરતા ઉપર જાય છે, તેવીજ રીતે માસ ખાવાથી લોહી અપવિત્ર થાય છે અને તેથી અમે જ્યા સુધી માસભક્ષણ મુકી ન દઇએ ત્યા સુધી અમે ઉપર ચડી શકીએ નહિ આ કારણથી જ્યા સુધી કોઇ પણ માણસ માસાહાર નહિ મુકે ત્યા સુધી તેને અભ્યાસ આપી સત્સગી કરતા નથી, કારણ કે તે ઉપર ચઢી શકતોજ નથી. હવે સૂક્ષ્મગુણો અને કારણ ગુણો તો માસાહારી કે ફળાહારીને છે અને જેનામા જે ગુણ વધારે હોય તે પ્રમાણે ગુન્હો-પાપ વિગેરે કરે છે; પરતુ આ ખાસ કારણથી કોઈએ માસ ખાવુ નહિ; કારણ કે માસ સ્થૂલ પાપને વધારે છે. આ વાત તો સાચી છે કે ફળાહારી પણ કામ ક્રોધ વિગેરે કરે છે તેનું કારણ ફક્ત માંસાહારી નથી ને ફળાહારીજ છે એટલુંજ કારણ કામ ક્રોધ વિગેરેને અટકાવતું નથી પણ તેના સૂક્ષ્મ તથા કારણ ગુણોથી પણ દોરવાઇને કામ ક્રોધ વિગેરે કરે છે. દાખલો. એક માદો માણસ વૈદ્યની દવા લેશે ને વૈદ્યના કહેવા પ્રમાણે પરહેજી નહિ રાખે તો સાજો નહિ થાય પણ દવા ખાશે ને પરહેજી પણ પાળશે તોજ સાજો થશે. ફક્ત પરહેજી રાખશે ને દવા નહિ પીએ તો તે સાજો નહિ થાય. તેવીજ રીતે ફક્ત જે ફળાહારી છે અને યોગાભ્યાસ કુલમાલિકને મળવા માટે કરતો નથી, તે કામ ક્રોધ વિગેરેને હઠાવી શકતો નથી ને તેની સુરતા રજોગુણ તથા તમેગુણના સ્થાનોમાજ રહે છે. ગાય જે હમેશા ઘાસ ખાય છે તેને શું ક્રોધ નથી ! હા તેને પણ છે; પણ સિંહને જેવો ક્રોધ છે તેવો નથી. ગૌમાતા સાત્વિક પ્રકૃતીવાળી છે, કારણ કે

તે ઘસ ખાય છે અને સિંહાદિ પશુઓ રાજસ તથા તામસ ખોરાક ખાનાર હોવાથી તામસ સ્વભાવના રહે છે. આ વાતમા તો સવાલ પૂછવા જેવો કાંઈ નથી; કારણ કે આ પ્રત્યક્ષ વાત છે. બકરી ઘાસ તથા ઝાડ પાલો ખાતી હોવાથી કોઈની હિંસા કરતી નથી જ્યારે બિલાડી માસાહારી હોવાથી શિકાર કરે છે આ વાત તમો નજરેનજર જોઈ શકો છો. પ્રત્યક્ષ વાત માટે બીજી કાંઈ સાબિતી નથી જેવી રીતે સાકર કેવી છે, તેની સાબિતી એ કે ખાઇ જુઓ. ભાઈ રતનશી ! આખથી દેખાતી ચીજની સાબિતી બીજી શું હોઇ શકે. ઉપર આકાશ છે પૂછો કે કેવુ છે તો તમે જોઇ લ્યો, એવી રીતે માસાહારી તથા ફળાહારીને તમો જોઇ લ્યો અમે એમ નથી કહેતા કે ફળાહારી કામી ક્રોધી નથી; પણ માસાહારી ન થવું. એ એક તનની પરહેજી છે કે જેથી કામ ક્રોધ વિગેરે વધી ન જાય. આપણી સુરત કામ ક્રોધ વિગેરે નીચેના સ્થાનોએ જાય તો તે પાપ છે ભાઇ રતનશી ! બાકી તમારી વાત આ છે કે જીવ જીવ-થીજ જીવે છે પરતુ જીવ જે જીવથી રહે છે તે જીવ સૂક્ષ્મ છે. બધાના પરમાણુઓમા શક્તિ છે તે શક્તિ અને પરમાણુથી જીવ પેદા થાય છે આથી મી ડૉવનું અનુમાન છે કે પત્થરમા પણ જીવ થાય છે. બધી ચીજોમા જીવ છે કોઈમા ગુપ્ત ( Latent ) ને કોઈમા સ્પષ્ટ ( Pantent ) હોય છે. પત્થર પાણીમા રાખશો તો પત્થરમા લીલ અથવા સેવાળ થશે. રસાયણ-શાસ્ત્રથી (Chemical experiment) ધારો કે એક પત્થર એક રતલ વજનમા છે, તેને પાણીમા નાખો, વીશ દિવસ પછી તેજ

પત્થર ચાર તોલા વજનમા ઓછો થશે; પણ પત્થર ઉપર સેવાળ જામી જશે અને તે સેવાળમાં જીવડાઓ પેદા થશે. આ ઉપરથી સમજાય છે કે દરેક જડ ચીજમા પણ જીવડા થાય છે, તેને તો અમે નહિ તજી શકીએ, કારણ કે આપણા શરીરમા પણ લીખ પેદા થાય છે એટલે તેનો નાશ થતો નથી પણ રૂપ ફેરવે છે. આ પ્રમાણે આપણા શરીરમા જીવડા થાય છે તેવીજ રીતે જગત વિષે દરેક ચીજમા પણ જીવ પેદા થાય છે તેનો નાશ થવો એટલે તેનુ એકરૂપ મટી બીજુ રૂપ થવુ તે પોતાની હાલત ફેરવે છે એટલા ઉપરથી શું અમારે માસ ખાવુ ? તે તો અજ્ઞાનતાજ છે. કોઈ પણ જીવનો નાશ થતો નથી, પણ તેનુ સ્વરૂપ બદલી જાય છે જેવી રીતે એક બહુરૂપી રોજ રોજ નવા નવા રૂપ ધારણ કરે છે એક દિવસે બુઢ્ઢો થાય છે ત્યારે બીજે દિવસે સ્ત્રી થાય છે, ત્રીજે દિવસે વળી બીજુંજ રૂપ કરે છે. એવી રીતે અનેક રૂપ ધારણ કરે છે, પણ તેનું પોતાપણું બદલાતું નથી. મનમા તો એમજ તે ધારશે કે હું બુઢ્ઢો પણ નથી તેમજ સ્ત્રી પણ નથી પરતુ હું જેવો છું તેવોજ છુ તેથી તેનું (Ego) પોતાપણું મટતુ નથી તેવીજ રીતે જીવ એક હાલતમા આવે છે અને આ તો કુદરતનો કાયદો છે પરતુ માસ ખાવાથી આપણી બુદ્ધિ ભ્રષ્ટ એટલે તમોગુણી થાય છે અને તેથી આપણી બુદ્ધિમા કામ ક્રોધ લોભ મોહ અહકાર વધે છે."

**રતનશી**—"સ્વામીજી ! માસ ખાવાથી બુદ્ધિ ફરી જાય છે તે કેમ માની શકાય ? યુરોપીયનો તો માસાહારીજ છે પરતુ તેઓ તો સાચું બોલનારા તથા ઘણા સારા હોય

છે, આ તો મનનીજ વાત છે, આમા ખાવાપીવાનો શો સબંધ છે. મનને રોકવુ તે તો ફક્ત જ્ઞાનનીજ વાત છે"

સ્વામીજી—" ભાઈ રતનશી ! તમોએ તો બહુ સત્સંગ કર્યો છે અને ઘણા ખરા બધા ધર્મોના સિદ્ધાતો જોયા છે, પરતુ તમોએ યોગાભ્યાસ કર્યો નથી જેથી અનુભવ જ્ઞાનથી હવે તમોને સારી રીતે સાબિતી કરી સમજાવુ છુ કે, ખાનપાન સાથે મનનો કેટલો બધો સબધ છે mental bhenistis મેંટલ કેમીસ્ટ્રીમા સારી રીતે સિદ્ધ કર્યું છે કે મનની સાથે દેહનો નિકટ સબધ છે તેનું એમ કહેવુ છે કે:—

It is well-known that sudden and instant Emotions have not only weakened the hearts in a few hours but have also caused death and insanity

આ જાણીતીજ વાત છે કે ઓચીંતા જોરથી કોઇને ડરાવવુ અથવા ખુશી કરવુ તે ફક્ત દિલને થોડા કલાક સુધી નિર્બળ કરતું નથી, પણ ગાડો પણ કરી નાખે છે તેમજ મોત પણ લાવે છે. વળી જ્યારે કોઈને મનમા ચોક્કશ એમ થાય કે હુ બીમાર છુ ત્યારે તે માનસિક હરદથી જરૂરજ બીમાર થાય છે કારણ કે મનનુ દબાણુ શરીર ઉપર જરૂર થાય છે. ડૅાક્ટર બુક કહે છે કે There is a man who thinks himself that 'Oh, I do not feel well to-day I feel miserable I am weak. I am half sick My foot does not agree with me.

I did not sleep well last night and I know I shall not be good for much to day,

If you are constantly saying to yourself " I am wretched, weak, sick; I am running down all time" how can you expect to become strong and well according to thy thoughts be it unto thee Health and vigour will never come to you if you perpetually harp upon your weakness and pity yourself because of your poor health Health is integrity Health is wholeness completness. If you talk anything else you will get it far According to thy word be it unto thee

અર્થ—કોઇ માણુસ પોતાના મનમા વિચાર કરે છે કે " મને આજે ઠીક નથી, હુ દુઃખ ભોગવુ છુ, હુ નિર્બળ છુ, હું સાજો માદો છું, મને ખાવાનું ભાવતું નથી મને રાત્રે નિદ્રા નથી આવતી અને હું જાણુ છું કે મને આજે ઠીક નહિ રહે. જો તે રોજ પોતાને એમ કહે છે કે હું કામ વગરનો નિર્બળ અને માદો છું. હું રોજ નીચે ઉતરતો જાઉં છુ તે સારો નીરોગી ને મજબુત કેમ થઈ શકે ? જેવો જેનો વિચાર હોય તેવોજ તે થાય છે. જો તે પોતાને ચોકસ નાતાકત તથા પોતાના માટે દયા ખાતો હોય અને તેવોજ માનતો હોય તો તેને તાકત તથા હિંમત કોઈ પણ વખતે નહિ આવે. તદુરસ્તી તે સુખ છે, તદુરસ્તી તે સર્વસ્વને પૂર્ણતા છે. તમે જો કાઈ કહેશો તે તમોને મળશે–તમારા શબ્દ પ્રમાણેજ તમને થશે.

ડૉકટર હમ્બોલ્ટ કહે છે કે, એવો સમય આવશે કે જ્યારે માણુસને સીક થવુ તે નાલાયકપણું જણાશે અને દુનિયા તેને પાપી ગણુશે અને ખરાબ વિચારનું પરિણામ ગણુશે આ ખરાબ વિચારો ભોજનથી થાય છે તેથી વિચારોનો સબધ ખોરાક સાથે હોવાથી માણુસો પોતાની ખાવાની ખાસીયત સુધારી પવિત્ર ભોજન કરશે. ડૉકટર રે કહે છે કેઃ—Dr Ray says—The billions of cells in the body are all tied together in the closest contact—by affinity, sympathy

અર્થ—આપણા શરીરમાં કરોડોની સંખ્યામા નળીઓ છે જે એક બીજા સાથે નજીકના સબધમા છે. દરેક નળી તેના પવિત્ર ખાનપાન પ્રમાણે ખરાબ કે સારૂં મેળવે છે ખરાબ ખાનપાનથી લોહી ઝેર બની જાય છે અને આપણી ઇચ્છા ખરાબ નહોવા છતા માસાહારથી ખરાબ પાપી વિચારો આવ્યા કરે છે વળી ડૉકટર રે કહે છે કેઃ—

Dr. Ray says—Grief, anexiety Maruseness are great enemies of human life and these are foreign matters in our bodies which we have taken in it.

અર્થ—દિલગીરી ગગ્રુત્રી ધાસ્તી મનુષ્ય જીંદગીના મોટા દુશ્મનો છે. આપણા માસાહારના ખાનપાનથીજ આપણા શરીરમા આ પેદા થાય છે. ભાઇ રતનશી ! આથી સમજાયુ હશે કે દેહનો સબધ લોહી સાથે ને લોહીનો સંબધ મન સાથે ને મનનો સબધ સુરત એટલે ચેતન સાથે છે. આથી આપણે ખાનપાનમા પણ જરૂર પરહેજ

રહેવું જોઈએ. આ પરહેજી રાખ્યા વગર યોગાભ્યાસ થઈ નહિ શકે. આજકાલ વિલાયતમા ઘણા સાહેબો વેજીટરેનીયન એટલે ફળાહારી થઈ ગયા છે. ભાઈ રતનશી! તે લોકોને પુરૂં જ્ઞાન નથી. જેમ જેમ જ્ઞાન વધતું જશે તેમ તેમ તે લોકો માસ ખાવાનુ મુકી દેશે."

**રતનશી**—"સ્વામીજી! સત્સગ એટલે શુ મદિરોમા જવુ ને કથા સાભળવી તેનુંજ નામ સત્સંગ છે કે સતોએ સત્સગનો વળી જુદોજ રસ્તો બતાવ્યો છે?"

**સ્વામીજી**—"ભાઈ રતનશી! સત્સંગ શબ્દની વ્યાખ્યા એ છે કે સતનો સગ એટલે જે સત સતલોકમા પોચીને તેની વ્યાખ્યા કરીને માણસોને સમજાવે તેને બહારનો સત્સગ કહેવામા આવે છે. અદરનો સત્સગ નિજ સ્વરૂપ સાથે પ્યાર રાખવો અને તેનો આનદ લેવો તેને આતરિક સત્સગ કહેવામા આવે છે. દરેક જીવનુ પહેલુ આ કામ છે કે બહારનો સત્સંગ એક ચિત્તે સાભળી તે પ્રમાણે વર્ત્તવુ એજ બહારનો સત્સગ. સુરત શબ્દ અભ્યાસ કરી અતરમા ચિત્ત લગાવી અમૃત રસ પીવો દરેક સ્થાનને જોવું એ આતરિક સત્સંગ છે. હજૂર સાહેબે પોતાની પોથીમા એમ લખ્યુ છે કેઃ—

સત્સંગ કિસકો કહત હૈં, તુભી સુન લૈ સોય;
સતનામ સતપુરૂષકા, જહા કીરતન હોય

ભાઈ રતનશી! આજકાલ મદિરોમાં સત્સગનું તો નામ પણ નથી, પણ ત્યા સ્ત્રીસંગ વધારે છે અથવા દુનિયાનો મામલો દિનરાત લાગી રહ્યો છે અને જેઓ મદિ-

રોમા જાય છે તેઓ બધા શુદ્ધ મનના નથી હોતા, પરંતુ તેમના અતરમા પાપની વાસના ભરી હોય છે અને જ્યાં પાપની વાસનાનો વાસો હોયછે ત્યા સત્સંગ થઈ શકતો નથી."

રતનશી—"સ્વામીજી ! નિંદા કરવામાં શુ દોષ છે નિદા કરવામા ક્રોધ વિગેરે દખલ કરતા નથી અને જે જેવો હોય તેને તેવોજ કહેવામા આવે તે દોષ છે ?"

**સ્વામીજી**—"ભાઈ રતનશી ! અહકારીનેજ નિદા કરવાનુ થાય છે, કારણુ કે જે પોતાને સારો જાણે છે તેજ બીજાની નિદા કરે છે એટલે અહકારનું બીજ નિદા છે વળી નિદાથી સામા માણુસને ક્રોધ ચડે છે, કાણાને કાણો કહેતા તે કાણાની સુરતા નાભિમા ઉતરી તેને ક્રોધ પેદા થાય છે. ખરી રીતે તે કાણોજ છે છતા તેની સુરતાને નીચે ઉતારી ક્રોધી બનાવવાનું મોટું પાપ તો કાણો કહેનારનેજ થાય છે આથી સિદ્ધ થાય છે કે કોઇની નિદા કરવી એટલે બીજાને દુઃખ પોચાડવું તે તો પાપજ છે.

Dr Ray's theory–In the above portion of stomach angry man suffers boil

એટલે ગુસ્સાવાળા માણુસને નાભિમા ફોલ્લાઓ થાય છે. આથી સમજાયુ હશે કે નિદા કરવાથી આપણે એ ત્રણ પાપ એકજ વખતે કરી લીધા એટલે પહેલા તો તેની સુરતા નીચે ઉતરશે, બીજું નાભિમા સખ્ત બીજી તેને ફોલ્લીઓ થશે. ત્રીજું તે તમારી તરફ ખરાબ નજરથી જોશે એટલે તમારી પણ નિદા કરશે એથી નિદા એ તો અહકારનું પહેલુ અગ છે. વળી તમે પણ તમારી સુર-

તાને નીચે ઉતારશો તેથી તમારી પણ હાનિ કરશો. અમારા હજૂર સાહેબ દીન દયાળે પોતાની મુબારક જબાનથી આ બાબત લખ્યુ છે.

મત દેખ પિરાયે ઐાગુન, કયો પાપ બઢાવે દિન દિન;
પર જીવ સતાવૈ ખિન ખિન, છોડ અપને ઐાગુન ગિનગિન
મખ્ખી સમ મત કર ભિન્ન ભિન્ન,નહિ ખાવે ચોટતુ છિનછિન,
દેખા કર સબકે તુ ગુન, સુખ મિલે બહોત તો પુનપુન.
અબ મૈં ન કહુ તોય ગુનગુન, તુ માન બચન મેરા સુનસુન,
ગત ગાઈ મૈ યહ હ શન, યું બરન સુનાઇ સતન.
અબ કાન ધરો ઇન બચનન, નહિ રોવોગે શિર ધુનધુન,
યહ બાત કહી મે ચુનચુન, કર રાધાસ્વામી ચરન સ્પશ ન.

આથી ભાઈ રતનશી ! તમારા સમજવામા આવ્યું હશે કે નિંદા કરવામા બહુ પાપ છે, તેથી ખાસ કરીને આ બાબતમા અમારા ગુરૂએ આથી બહુ પરહેજ રાખ્યા છે.”

રતનશી—“સ્વામીજી ! આ પૃથ્વી પર ઘણા ધર્મો છે જેવા કે હિંદુ જૈન મુસલમાન ક્રિશ્ચિયન બુદ્ધિસ્ટ ઝોરાસ્રીયન આ બધા જુદા જુદા ધર્મો છે. શું આ બધાઓનો ઉદ્ધાર નહિ થાય ને ગણ્યા ગાઠયા લાખ બે લાખ સત્સગીઓનોજ ઉદ્ધાર થશે ? સમસ્ત પૃથ્વી પર આટલા બધા મનુષ્યો છે તેના ત્યારે શું હાલ થશે ? અને અમારોજ ઉદ્ધાર થશે એજ અમારાથી સમજી શકાતુ નથી તો કૃપા કરી અમારો તે સશય નિવૃત્ત કરો ”

સ્વામીજી—“ભાઈ રતનશી ! રાધાસ્વામી કોઇ ધર્મ નથી, કેમકે ધર્મમા નીતિની વાતો આવી જાય છે. આ તો

કેવળ એક સ્હેજ પંથ યાને સુરતશબ્દયોગ અભ્યાસનો માર્ગ છે તે હવે સાભળો.

હવે દરેક ધર્મનું કારણ તેની ઉત્પત્તિ તથા તેનો ઇતિહાસ સારી રીતે સમજાવીને કહું છુ તે સાભળો. હિંદુ શબ્દ અમારો પ્રાચીન નથી; પરંતુ અમારૂ પ્રાચીન નામ આર્ય છે; કારણ કે મુસલમાનોએ અમોને ચીડવવા માટે અમારૂં નામ હિંદુ રાખ્યું છે. ખરી રીતે અમારા મહાત્માઓ આગલા જમાનામાં પ્રાણાયામ કરીને પોતાના ચેતનને ઉપર ચડાવી શુદ્ધ કરતા હતા, કારણ કે તે વખતે તેઓના શરીરનો બાધો બહુ મજબુત હોવા સાથે ઘણી તાકતવાળો હતો તે વખતના માટે હઠયોગાદિ અષ્ટાગયોગ વિગેરે સુરતા ચડાવવા માટે બરાબર હતા, પરંતુ પાછલા વખતમા જ્યારે માણુસોની દુર્દશા થઈ રહી હતી ત્યારે અતરની વાત ભૂલી જઈ તે બહારની વાતોમા લાગી ગયા બહારની વાતોમા લાગી જવાથી જુદા જુદા પથો ચાલુ થયા કોઇએ તો પોતાનેજ ભગવાન માની લીધા. કોઇએ દેવ તથા દેવતાઓને શરીરનું બલિદાન આપવાનુ શરૂ કર્યું જેવી રીતે કે કાલીમાતાને બચ્ચા તથા મોટાઓનુ બલિદાન આપવાની ઘણી વાર્તાઓ વાચવામા આવી છે, તથા કોઇએ પોતાના ખોટા પુસ્તકો બનાવીને પોતાના રોજગાર એટલે પેસા પ્રાપ્તીનું સાધન કરી લીધુ, તે વખતે રાજાઓનો બ્રાહ્મણો તથા બાવાઓ પર પૂર્ણ વિશ્વાસ હતો તેથી સર્વે જણા બ્રાહ્મણો તથા બાવાઓને આધીન હતા કોઇ જણ ધર્મ વિષયમા પ્રશ્ન કરતો હતો કે હુ કોણ છુ ? તથા હું ક્યાથી આવ્યો છુ તો તેને તેઓ જવાબ આપતા

હતા કે તમોને પ્રશ્ન પૂછવાનો અધિકાર નથી અને વધારે જો કોઇ પૂછતો તો તેને મૃત્યુની શિક્ષા કરવામા આવતી. આ હાલત જોઇને સતો પ્રકટ થયા અને માણસોની નિર્બળતા તથા અજ્ઞાનતા જોઇને સતોએ સમયાનુસાર યોગાભ્યાસ બતાવ્યો. જ્યારે સતો ઉપર પણ રાજાઓ તથા બ્રાહ્મણો કોપાયમાન થયા ત્યારે સતો તો ક્ષમા કરી સતોષમાજ રહ્યા, છતા પોતાનો ઉપદેશ તો ચાલુજ રાખ્યો. જ્યારે જ્યારે દુનિયા બહુ દુખ ભોગવે છે ત્યારે ત્યારે સતો પ્રકટ થાય છે. વાચક જ્ઞાનીઓ પોતાના જુના રીત રિવાજ તથા ધર્મની ટેક પ્રમાણે ચાલે છે; પરતુ તેઓમા પણ ધર્મ સબધી અનેક જાતના વાદવિવાદો તથા તકરારો થાય છે અને પોતાના આતરિક યોગાભ્યાસને ભૂલી જઈ બહાર મંદિરો બનાવી તેમાં વાજા ઝાલરો વિગેરે વગડાવીને બહારના દેખાવનો અભ્યાસ ચાલુ કર્યો તેથી સુસ્ત અને ધધા વગરના બાવાઓની સખ્યા ઘણી વધી ગઈ. આજકાલ તો જેના ઘરમા ખાવાને દાણો ન હોય કે વાપરવાને રાતી પાઈ પણ ન હોય તે ગેરૂથી લુગડા રગીને બાવો થઇ ચાલ્યો જાય છે. તુલસીકૃત રામાયણમા પણ કહ્યુ છે કે नारी मुइ घरसपत्ति नाशी, मुड मुडाय भये संन्यासी એટલે પોતાના અસલના ધર્મ એટલે યોગાભ્યાસને હિદુઓ ભૂલી ગયા છે.

મહંમદ કરીલે જ્યારે જોયું કે બુતપરસ્તનું જોર વધી ગયું છે ત્યારે તે પ્રકટ થયા અને તેમણે જન-સમુદાયને આતરિક અભ્યાસ આપ્યો તેથી બહારની મૂર્તિપૂજા ઘટી ગઈ તથા સાતમા આસમાનની વાત કહી સભળાવી

અને કહ્યુ કે, પોતાના સુરતારૂપી ઘોડાપર ચઢીને શબ્દરૂપી આસમાનમા જાઓ પરતુ તેમના ગત થવા બાદ માણુસો તેના આપેલ આતરિક અભ્યાસની વાત ભૂલી જઈને બહાર-રની લડાઇઓ કરવા લાગ્યા અને બીજાઓને જબરદસ્તીથી મુસલમાન કરવા લાગ્યા, કારણુકે તે વખતમા મુસલમાનોનું રાજ મોટુ હતુ. વળી હાલમાં તમે જોશો તો તેમનામા બહોતેર પથો છે. આ બહોતેર પંથોમા દરેક પથ એક બીજાથી વિરૂદ્ધ જાય છે. ભાઇ રતનશી ! મનુષ્યોને દેવવાણી પરમેશ્વર આપે છે તેનુ કારણુ એટલુંજ કે બીજાઓને સમજાવે. દેવવાણી હમેશને માટે ભગવાન આપે છે ને તેમા ફેરફાર થઇ સકતો નથી. કારણુકે દેવવાણી તો અતરનીજ હોય છે; પરંતુ આ લોકો તો પુસ્તકનેજ દેવ-વાણી સમજી બેઠા છે જેથી તેમનામા આટલા બધા પથો થઈ ગયા છે. દરેક પોતાના મગજ પ્રમાણે વાતો કરે છે સુન્ની સીયા કાદિક ચોયારી વિગેરે ઘણા પથો છે મુસલ-માનોમા પણુ સારા સાધુઓ પેદા થાય છે કે જેથી બીજા-ઓને ફાયદો થાય છે. આથી સમજાયુ હશે કે તે લોકો પણુ અતરની વાતને ભૂલી જઈને બહારની વાતોમા લાગી ગયા છે

હવે ક્રિશ્ચિઆનીટી બાબતની પણુ થોડી વાત કહું છું તે સાભળો. ઈસુમસી મહાત્મા ગેલીલીમા પેદા થયા તેમને બુદ્ધ ધર્મમાથી આંતરિક અભ્યાસની થોડીક શિક્ષા મળી અને તેમણે તેનો બાથેલામ અને જેરૂસલામમાં પ્રચાર કર્યો અને કહ્યું કે હું ખાસ ભગવાનનોજ પુત્ર છું અને ભગવાન સાથે મળ્યો છુ, તેમનાં લખેલ જોન પુસ્તકમા લખ્યું છે કે. *I and my father is one* હું

અને મારો બાપ એકજ છીએ. આ વાતથી યહુદીઓના ધર્મગુરૂને ઘણો ગુસ્સો ચઢયો અને કહ્યું કે, એ નાસ્તિક છે ને ઇશ્વરની સામે થાય છે તથા પોતાની સત્તાથી ઈસુને તેણે ક્રાસ પર ચડાવી મારી નાખ્યો. પાછળથી ઇસુના શિષ્યો પોત પોતાના જુદા જુદા ગ્રંથો રચીને એક New testament એટલે નવો કરાર લખ્યો; પરંતુ ઇતિહાસ લખનારાઓ કે જેઓ પોતે પણ ક્રિશ્ચિયનો છે તેઓ કહે છે કે આ નવો કરાર ખરા વખતે લખેલ નથી. તેમના લખેલાજ શબ્દો અમો નીચે આપીએ છીએ Christian scholars admit that these four gospels were not written by Mathew Mark, Liske and Jhan. Had they been written by these men they must have been written in Hebrew And yet a Hebrew manuscript of any one of these Gospels has never been found. All have been and are in Greek So educate theologians do admit that they are false

ક્રિશ્ચિઆનીટીના શિષ્યો કહે છે કે, ચાર સુવાર્તા મેથ્યુમાર્ક લ્યુક કે જોનથી લખાઈ નથી; કારણ કે જો તેઓએ લખેલી હતે તો યહુદી ભાષામાં લખેલી હોવી જોઈએ તેના બદલે તે ગ્રીક ભાષામા લખાયલી છે. જે ક્રિશ્ચિયન બ્રહ્મજ્ઞાનીઓ છે તેઓ કહે છે કે, આ વાત જુઠી છે; કારણકે આ સુવાર્ત્તાઓ ક્રાઈસ્ટના મરણ પછી ૧૮૦ વર્ષ બાદ લખાયલી છે. વળી ક્રિશ્ચિયન બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે આ ચાર સુવાર્ત્તાઓ શિવાય બીજી પણ ઘણી સુવાર્ત્તાઓ

લખાયલી હતી; પણ પાછળથી ગુમ થઈ ગએલી છે, પહેલા આવી દેવવાણીને કોઇ પણ માનતું નહતું. વળી આ ચાર સુવાર્ત્તાઓ એક બીજાથી વિરૂદ્ધ છે વળી મેથ્યુમાર્ક તથા લ્યુક પ્રાયશ્ચિત બદલ તો કાંઈ જાણતાજ નહતા. વિશ્વાસથી મુક્તિ મળે છે તેની પણ તેમને ખબર નહતી. તે એટલુંજ જાણતા હતા કે સારૂ કામ કરો જૈન આ વાતથી જુદો પડે છે. વળી એમ પણ કહે છે કે આખી દુનિયામાં જાઓ અને દરેક જીવને શિક્ષા આપો જે કે, ઈતબાર કરશે તે તરી જશે અને જે ઈતબાર નહિ કરે તે હમેશને માટે નર્કમા રહેશે. જે ઈતબાર કરશે તે આ પ્રમાણે ચમત્કાર કરી શકશે મારા નામથી તે ભુત કાઢી શકશે, વગર ભણ્યે બીજી ભાષા બોલી શકશે, તે સર્પને ઉપાડી લેશે, તે ઝેર ખાશે તો તેથી તેને નુકસાન નહિ થાય, તે માંદા માણુસ પર હાથ રાખશે તો તે સાજો થઈ જશે. ભાઈ રતનશી ! આથી સમજ્યા હશો કે સતો પછી જે અભ્યાસ નથી કરતા તે બહારની જુદી જુદી વાતોમા ફસાઇ જાય છે. તેમને ખબર છે કે ક્રિશ્ચિયાનીટીમા પણ ત્રણસો દશ પથો છે અને બધા બહિર્મુખી હોવાથી પોતપોતામા લડી રહ્યા છે. કોઇને અતર મુખની ખબર નથી કોઈકને છે તો તે પોતાના અતરમા અભ્યાસ કરે છે અને કોઇની સાથે લડતા નથી તે બહિર્મુખીઓની લડાઈથી છેટેજ રહે છે. ભાઇ રતનશી ! જે પોતાની શોધ કરે છે તે તકરારોથી દૂર ભાગે છે. કોલમ-બસ જયારે અમેરિકા શોધવા ગયો હતો ત્યારે તેના ઉપર કોઇએ વિશ્વાસ રાખ્યો નહિ અને છેવટે તેના વહાણના ખલાશીઓએ પણ તેને સારી રીતે મેથીપાક જમાડયો અને

કહ્યું કે, કોલમબસ તું પાગલ છે, અમને રખડાવીને હેરાન હેરાન કરી નાખ્યા છે એટલુંજ નહિ પણ અન્નથી પણ વિખુટા કરી દીધા છે. અમે તારો જાન લઈશું. તેવીજ રીતે ગેલીલીને પણ કેટલી આપદા ભોગવવી પડી તે બધાને ખબર છે. તેણે કહ્યું કે સૂર્ય પણ પૃથ્વીની માફક ફરે છે તે ઉપરથી રોમન કેથેલીક (Roman Catholics) રોમન કેથેલીકવાળાઓએ તેને રીબાવી રીબાવીને માર્યો. તેનુ કારણ ફક્ત એટલુજ કે આ વાત બાઈબલથી વિરૂદ્ધ છે ગેલીલીની વાત તો સાચી હતી; પરતુ બાઇબલથી વાત વિરૂદ્ધ હોવાને લીધે તેને મારી નાખ્યો. ભાઈ રતનશી! તમે પૂછો છો કે આખી દુનિયાના બધા પથોની વાત ખોટી ને રાધા સ્વામી પંથની વાત સાચી એ કેમ થઇ શકે! પરતુ ગેલીલીની વાત ખોટી નહતી તે એકલોજ હતો અને બીજા ઘણા જણ હોવા છતાં ખોટા હતા તેથી તમો ગેલીલીને ખોટો કહી શકશો નહિ. પાછળથી દુનિયાના માણસોને સમજવામા આવ્યું કે, ગેલીલી સાચો હતો અને બાકીના બીજા બધા ખોટાજ હતા. નવો ફીલોસોફર પહેલ વહેલો આવે છે ને કોઈ નવી વાતની શોધ કરી બતાવે છે ત્યારે તે સાચોજ હોય છે, છતા પણ એકદમ તેને લોકો માનતા નથી બીજાઓ ન માને તેથી તેની વાત ખોટી ઠરતી નથી. તેનો Experiment એટલે પ્રયોગ કરી જુઓ તો ખાત્રી થશે, પરંતુ એક જણ કહે છે તેથી તેની વાત ખોટી છે એમ કહેવાય નહિ.

ભાઇ રતનશી ! આ દુનિયા એક નિશાળ છે તેમા કોઈ કક્કો બારાખડી શીખે છે, કોઇ પહેલી, કોઈ બીજી, કોઈ

ચોથી, કોઇ સાતમી, કોઈ મેટ્રીક, કોઈ બી. એ. કોઈ એલ. એમ એન્ડ એસ વિગેરે સુધી ભણે છે, પણ એકદમ ઉંચેના ધોરણમા તો બહુ થોડા અભ્યાસ કરે છે આનો અર્થ એમ નથી કે નીચેની કલાસોવાળા ખોટા છે, પરંતુ તે નીચેના ધોરણ સુધી ભણેલા છે. વધારે અભ્યાસ કરનાર તેથી ઉપરના ધોરણના છે અને તે ઉત્તમ છે. તેવીજ રીતે કોઈ કર્મકાંડી છે, કોઈ ઉપાસનાવાળા છે, કોઇ સમાજ સુધારો કરે છે, કોઇ વિદ્યાનો સુધારો કરે છે, કોઈ રાજ્યનીતિનો સુધારો કરે છે. દરેક જણ પોતાના દરજ્જા પ્રમાણે આ પૃથ્વીપર સુધારા કરે છે; પરતુ ચેતનના સુધારા માટે ઘણા થોડા સતો આ પૃથ્વીપર જીવોના ખાસ કલ્યાણ માટે અને ચેતનને સુધારવા માટે ઉપદેશ આપે છે અને સુરતશબ્દ યોગનો અભ્યાસ કરાવીને જીવને જીવન મુક્ત કરે છે. આનો અર્થ એમ નથી થતો કે આખા દુનિયાના બધા માણસો ખોટા છે, પરતુ બધા પોતપોતાની સ્કૂલમા ભણે ને ભણાવે છે. ભાઇ રતનશી ! તમે આનો ખ્યાલ કરો કે આ દુનિયામા કેટલા બધા માણસો ખાસ પરમારથના જીજ્ઞાસુ છે. મે આખા હિંદની પ્રદક્ષિણા કરીને જોયું છે કે, કોઈ ધન માગે છે, કોઇ બહારની વિદ્યા માગે છે, કોઇ સ્ત્રી માગે છે. દરેક જણ જુદી જુદી ચાહના કરે છે પરતુ પરમારથના ખરી રીતે બહુ થોડા જીજ્ઞાસુ છે. હવે જ્યારે ખાસ શોખીન તો બહુ થોડા છે ત્યારે બધાને અભ્યાસનો રસ્તો કેમ મળી શકશે. જેવી રીતે કે જવેરાતની પરીક્ષા કરનારા બહુ થોડા છે અને હીરાના જીજ્ઞાસુ થોડા છે, તો પછી લેનાર વગર દુનિયાં આખીના બધા

માણસોને હીરા કેમ મળી શકશે ? તે તમેજ વિચારી જુઓ. દાખલો—એક વખતે એક રાજાએ પોતાની પ્રજાને હુકમ કીધો કે જે કોઇ મને શોધી આવશે તેને હુ રાજ્યમાથી અર્ધો ભાગ વહેચી આપીશ. પછી રાજાએ ચાર પાચ ગાઉ ફરતો એક કિલ્લો બધાવ્યો તેમા તેણે કેટલેક ઠેકાણે નૃત્યસ્થાનો, કેટલેક સ્થળે વેશ્યાઓનો વાસ, કેટલેક સ્થળે ભોજનાદિકના સ્થાનો, કેટલેક સ્થળે જુગારખાના, કેટલેક ઠેકાણે પાઠશાળા–સ્કૂલો, કેટલેક ઠેકાણે નાટકશાળાઓ તથા કેટલેક ઠેકાણે કસરતશાળાઓ વિગેરે દરેક સગવડ જોઇને આનંદ થાય તેવા રમણીક સ્થાનો વિગેરે બનાવ્યા રાજા તે કિલ્લામા આવ્યો ને હુકમ કીધો કે મને શોધી કાઢો. પ્રજાના ઘણા માણસો અર્ધું રાજ્ય મળવાની લાલચે તે કિલ્લામા આવ્યા ને શોધવાનુ કામ ચાલુ કીધુ. કેટલાકો તો જુગારખાનામા શોધવા ગયા ત્યા જુગારજ ખેલવા મંડી ગયા. કેટલાક વેશ્યાગારમા ગયા ને ત્યા વેશ્યાઓના હાવભાવ તથા નેત્ર કટાક્ષથી ત્યાજ રોકાઈ રહ્યા કેટલાક તો નૃત્યકીઓને ત્યાજ નાચગાન વિગેરેમા તલ્લીન થઈ ગયા. કેટલાક તો ખાવાપીવામા લે લૂર થઇ ગયા અને કેટલાક નાટક જોવામા લીન થઈ ગયા. તેમજ કેટલાક કસરતશાળામા કુસ્તી મલ્લબાજી વિગેરે જોવામાં રોકાઈ ગયા. આવી રીતે દરેક જણ પોતપોતાની યોગ્યતા પ્રમાણેના સ્થાનોમા અટકી ગયા એક છોકરો કે જેને રાજાને શોધવાની ખરી ચાહના હતી તેનુ ધ્યાન તો કયાઈ પણ ચોટયુ નહિ. દરેક સ્થળને ઉતાવળે બારીકાઇથી તપાસતો તપાસતો જ્યા રાજા છુપાઇને બેઠો હતો ત્યાં

આવી પહોંચ્યો. રાજાએ તે છોકરાને પૂછયું કે, પુત્ર ! તેં આ દુનિયાની બધી મજા મુકીને મને કેમ શોધી કાઢયો ? છોકરાએ જવાબ આપ્યો કે, હે રાજન્ ! મને દુનિયાની ચીજો અંદર આનંદ જોવામા ન આવ્યો, કારણ કે તે થોડા વખત માટેનો આનંદ હતો અને આપને મળવાથી મને હમેશનું સુખ પ્રાપ્ત થાય, તેથી મહેનત કરીને મેં આપને શોધી કાઢયા. તેવીજ રીતે આ દુનિયાની ચીજમા બધા માણસો લાગી ગયા છે તેથી તે આ ખરો આનંદ મેળવી શકતાં નથી. કોઈકજ સંતનો પ્યારો જે દુનિયાથી નિરાશ થઈને સતગુરૂને શોધીને સતગુરૂ પાસેથી અભ્યાસ લઈને મહેનત કરે છે ને કરણી કરે છે તેજ માણસ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. બાહારની ચીજો જોવાથી શું ફાયદો થવાનો હતો ! આથી સમજાયું હશે કે આ બધા ધર્મો માણસોએ પાછળથી પોતાની સમજણ પ્રમાણે જુદા જુદા બનાવ્યા છે. જેવી રીતે ઇસુમસીએ New testament નવા કરાર પોતે નથી બનાવ્યા અને તેણે એમ પણ કહ્યું નથી કે અમારૂં ઇજીલ અમારી પછવાડે લખાશે. જો બનાવવુ હતે તો શુ તે પોતે બનાવી નહોતા શકતા કે ? તેમણે સીધી રીતે એમ પણ કેમ નથી કહ્યું કે I am the son of God or "I am God" હું ઈશ્વરનો પુત્ર છું કે હું ઈશ્વર છું. એટલા સારૂ ખુલ્લી રીતે કહ્યુજ નથી મી. હે ક્સલે ક્રિશ્ચિયન હતો તેણે પોતાના પુસ્તકના દશમા પ્રક-રણમાં લખ્યું છે કે·—

Why did not Christ explain the trinity ? Why did he not write the creed ? Why did he not

write the new Tesatament himself? Why did he not say something positive? Because be was not God but man

ક્રાઇસ્ટે ત્રિમૂર્તિની સમજણ પોતેજ કેમ નથી સમજાવી. ક્રાઇસ્ટે ત્રિમૂર્તિની સમજણ પોતેજ કેમ નથી આપી. બેસ્પટીઝમની રીત કે જે એને બહુ પ્યારી હતી તેણે કેમ કહી નથી. તેણે પોતાનો મત એટલે ધર્મ પોતેજ કેમ ચાલુ ન કર્યો ને મેથ્થુ વિગેરે ચાર જણાએ કેમ ચાલુ કર્યો? અને તેમા એક બીજાથી વિરૂદ્ધ પણ શા કારણથી ગયા. ગુલામીની રશમ ક્રાઇસ્ટે તોડી તેણે નવો કરાર પોતેજ કેમ નથી લખ્યો? તેણે પોતાના વચનો અજ્ઞાન તથા ફરેલ તથા નસીબ ઉપર કેમ રાખ્યા? તેણે કાંઈ પણ ચોકસ પૂરેપૂરૂં અથવા બીજી દુનિયા માટે કેમ કહ્યુ નથી? તેણે મગજ અર્થ હાથોની ખુસાલીથી તથા માણસોના હકનું કેમ કહ્યુ નથી. દુનિયાને દુઃખ તથા શકમા રાખી તે મુગે મોઢે મોતને શરણે કેમ થયો? મી. હક્ષી કહે છે કે, હુ તેનું કારણ સમજાવું, તે એક માણુસ હતો અને તે માણુસ હોવાથી ભવિષ્યની વાત જાણતો ન હતો. બાઇબિલ અન અભ્યાસી એટલે અભ્યાસ નહિ કરનારાઓએ લખ્યુ છે તેથી તે એક બીજાથી જુદા પડે છે એટલું છતાં પણ તેમનામા પણ સાધમતી સુધી કેટલાક ગયા છે અને પોતે અભ્યાસ કરીને આનદ મેળવ્યો છે. અને પ્રભુદર્શન પણ તેમણે કર્યું છે તેઓ લખે છે કેઃ—

પરમેશ્વરને તમો નજરો નજર જુઓ નહિ એટલે અભ્યાસ કરીને દેખો નહિ ત્યાં સુધી તમો તેને માની

નહિ શકો. આથી સમજાય છે કે હરેક ધર્મમાં યોગ અભ્યાસ પોતપોતાના દરજ્જા પ્રમાણે છે, પરંતુ તે સાધુઓ વખતના વેહેવા સાથે ચાલ્યા ગયા અને ત્યાર પછી માણસોએ બહારની પૂજા આદરી દીધી તેથી આપસ આપસમાં લડવા લાગ્યા અને એક બીજાથી વિરૂદ્ધ પડયા. રોમન કેથેલીક તથા પ્રોટેસ્ટન્ટોએ સામ સામે લડી લોહીની ઘણી વખત નીકો વહેવડાવી છે. વળી મુસલમાનો પણ હિંદુઓને જબરદસ્તીથી ભ્રષ્ટ કરતા હતા અને ઘણી વખત આ બાબતસર હિંદુમુસલમાનોની લડાઇઓ થઇ લોહીની નદીઓ વહી છે; પરંતુ મુસલમાનોમા પણ કોઇ કોઈ વધારે મંજલતક પહોચ્યા છે અને તેનો ભેદ જાહેર કરે છે જેવી રીતે સીંધી ભાષામા કહ્યું છે કેઃ—

" કુરલ અંદર મેં કાળો દીઠોસુ,
પોય મક્કે વીઝણુજી કેડી જરૂર ?— ૧
રોમરોમમેં રબ દીઠો,
પોય કલમા પડનજી કેડી જરૂર ?— ૨
મારગ અસાકે મોભ મિળ્યો,
પોય કેચ હલણુજી કેડી જરૂર— ૩
રામસંગ ચવે કલભ કોઠારી;
કાતી કુહણુજી કેડી જરૂર ?—" ૪

અર્થ—દિલની અંદર જ્યારે મે મદીનાની દર્ગા જોઈ ત્યારે પછી મારે બહાર જે મક્કા છે ત્યા જવાની શી જરૂર છે ?

રોમરોમમા જ્યારે મને માલિકના દર્શન થયા ત્યારે હવે મારે કલમો શું કરવા પઢવો જોઇએ. જ્યારે મને મ-

હેબૂબ મળ્યો છે ત્યારે પછી કેચ ગામ કે જે ।સંધમા છે અને સસઈ પુનુને શોધવા ગઈ હતી તે કેચ જવાનું શુ કામ ?

રામસગ કહે છે કે જે અંદર પહોંચી ગયો છે એટલે મહેબૂબ અંદર મળી ગયો છે અને કામ ક્રોધ વિગેરેને મારી નાખ્યા છે તો પછી હવે બહાર ચાકુથી શું કરવા ઘા કરવો જોઈએ. વળી હિંદુઓમા પણ ધર્મ સબંધી આગળના વખતમાં પોતપોતામા ઘણી તકરારો તથા લડાઈઓ થઈ છે. બુદ્ધિસ્ટ અને બ્રાહ્મણો વચ્ચે ઝઘડા થતાં ઘણા જણા માર્યા ગયા છે, છતા હિંદુઓમા પણ ઘણા મોટા સતો થઈ ગયા છે. ભાઈ રતનશી ! હિંદુસ્તાન સતોનુ ઘર છે; કારણ કે હિંદવાસીઓ તો ફળાહાર વધારે ચાહનારછે. જુઓ કબીર સાહેબ, દાદુ સાહેબ, પલટુ સાહેબ, ગુરૂ નાનકસાહેબ, તુલસી સાહેબ, સ્વામી શિવનારાયણ સાહેબ, હજૂર સાહેબ, મહારાજજી સાહેબ તથા બીજા પણ ઘણા થયા છે. હિંદુ મુસલમાન ક્રિશ્ચિયન તથા બીજી બધી સામાજીક કોમો છે; પણ એ કાંઈ ધર્મ નથી. ધર્મનો અર્થ એ છે કે પોતાના માલિકને જુઓ, અને માલિકના આતરિક કહેવા મુજબ ચાલો તેનું નામ ધર્મ છે. આ બધા ધર્મો બહિર્મુખી છે. હિદુ યા મુસલમાન યા ક્રિશ્ચિયન અથવા ગમે તે કોમનો હોવા છતા બહિર્મુખી હોવાથી તેનો ઉદ્ધાર થઇ શકતો નથી. પરતુ બધાની અદર પ્રભુ છે. પછી ભલે તે ગમે તે કોમનો હોય. કોઈ તેને God ગોડ કહે છે, કોઇ અલ્લાહ કહે છે, કોઇ ભગવાન કહે છે; પરંતુ બધાની અંદર એ ભગવાન છે જ અને દરેક જણ અદરમા જોઈ શકે છે. સતો કહે છે કે —

જાત ન પૂછો સાધકી, પૂછી લીજે જ્ઞાન,
મૂલ કરો તલવારકા, પડા રહન દો મ્યાન.

આવી રીતે હિંદુ મુસલમાનો વગેરેની કોમો જુદી જુદી બંધાઈ ગઈ છે. એ બધી કોમો છે, કાંઈ ધર્મ નથી. હરેક કોમોમાં જુદા જુદા વાડા બંધાઇ ગયા છે જેવી રીતે કે હિંદુઓમાં હજાર વાડાઓ છે, તેમા પણ હરેક વાડાનો હરેક જીવ પોતપોતાના ખ્યાલ પ્રમાણે માને છે તેવી રીતે ક્રિશ્ચિયનોમા પણ ત્રણસો હશ વાડાઓ બધાઇ ગયા છે.

આ હકીકત જનરલથીઓ લોજીઓફ ચીકાગોના વૉલ્યુમ બીજામાં લખેલી છે. તેવીજ રીતે મુસલમાનોમાં બ્હોતેર વાડાઓ છે. આ કાંઇ ઇશ્વરી ધર્મ નથી. આ તો માણુસો-એ પોતાની સમજ પ્રમાણે પોતાના વાડાઓ બાંધી લીધા છે; પરંતુ આ બધી કોમોમાં જે જે સાધુ પુરૂષો થયા છે તેમણે પોતાના શિષ્યોને યોગ અભ્યાસ આપીને કામ ક્રોધ લોભ વિગેરે છોડાવી, માયાનો ખોટો મોહ મુકાવીને અંતરનો સાચો અમૃત રસ અને આતરિક આનંદ આપીને તેમનો ઉદ્ધાર કર્યો છે. પછી ભલે તે ગમે તે કોમનો હોય તેનો આવી રીતે આંતરિક અભ્યાસથી ઉદ્ધાર થઇ શકે છે ઇશ્વર એક કોમનાં માણુસોનો ઉદ્ધાર કરે ને બીજી કોમનો ઉદ્ધાર ન કરે તો તો ઇશ્વર પક્ષપાતી કહેવાય; પરંતુ ઇશ્વર પક્ષપાત રહિત છે કામ ક્રોધ લોભ મોહ વિગેરે તરફ લક્ષ ન રાખતા ગુરૂ પાસેથી યોગ અભ્યાસ લઇ ધીરજ સંતોષ ક્ષમા વિગેરે ધારણુ કરી ઇશ્વરમાં એક ચિત્ત લગાડવું અને ઈશ્વરમાં લય થઈ જવુ તેનું નામ મોક્ષ છે. આ યોગા-

ભ્યાસ ગમે તે કરે તેમા કોમનો શું સંબંધ છે. ગમે તે કોમનો કરી શકે છે. ચાહે હિંદુ મુસલમાન ક્રિશ્ચિઅન હોય. હવે સમજવામાં આવ્યું હશે કે ઉદ્ધાર ગમે તે માણુસ જે અભ્યાસ કરે તેનો થઈ શકે છે. આગળ પણ જેણે ખરી રીતે યોગાભ્યાસ કર્યો હશે તેનો ઉદ્ધાર થયો હશે ને જેણે ખરી રીતે યોગાભ્યાસ નહિ કર્યો હોય તેનો ઉદ્ધાર નહિ થયો હોય.”

રતનશી—“ સ્વામીજી ! ત્યારે ગમે તે માણુસનું ખાવામા શી હરકત છે, કારણુ કે આ તો બધી સામાજીક કોમો છે અને એક કોમનુ બીજી કોમે ખાવાથી આપસમાં સારો પ્રેમ વધે છે. મહાત્મા ગાંધીજી હિંદુ મુસલમાનોમા પ્રમ વધારવા માટે મુસલમાનોનું ખાય છે ને તેમાં પાપ ગણુતા નથી અને તેવી રીતે બધાને કહે છે.”

સ્વામીજી—“ભાઇ રતનશી ! ઘણી દિલગીરીની વાત છે કે માણુસોને પૂરેપૂરૂ જ્ઞાન નહોવાથી બહુ કુકર્મો થાય છે. અંગ્રેજીમા પણ કહ્યુ છે કે Little knowledge is dangerous deuses એટલે થોડું જ્ઞાન જોખમકારક રોગ છે. થોડા થોડા હરેક ધંધો શીખે; પણ એકે પૂરો ન જાણે. તમે વિચાર કરી જુઓ કે અમેરિકનોમાં ઘણો પ્રેમ છે અને એક ટેબલપર સામ સામે જમવા બેસે છે; પરંતુ એક ટેબલપર એક થાળીમા સાથે ખાતા નથી. બાપ પણ પોતાના છોકરા સાથે અને સ્ત્રી સાથે મરદ પણ કોઇ વખતે એક થાળીમા ખાતા નથી. એક બીજા સાથે અતિ પ્રેમ હોય છે છતા પણ એક થાળીમાં ખાતા નથી. એનું કાર-

ણુ એટલુંજ છે કે વૈદ્યક નિયમ અનુસાર એક થાળીમાં સાથે ખાવાથી એકનો રોગ બીજાને લાગુ પડે છે

ડૉકટર બ્રક કહે છે કે, શરીરનો મનની સાથે સંબંધ છે અને મનનો આત્મા સાથે સબંધ છે. વળી વિજળી ધાતુઓના સબધથી એક સ્થાનેથી બીજા સ્થાન પર આવે છે, તેવીજ રીતે માણુસોના શરીરમાં પણ વીજળી છે. તે એક બીજા સાથે ખાવાથી એકના શરીરમાથી વીજળીનો પ્રવાહ બીજાના શરીરમા દાખલ થાય છે, અને બેઉના શરીરનો વીજળીનો પ્રવાહ એકત્ર થાય છે, વળી કેટલાક રોગો એવા છે કે રોગી સાથે ખાવાપીવાથી બીજાના શરીરમા તેજ રોગ દાખલ થાય છે, તેથી બીજાને ઉલટી નુકસાની થાય છે, હવે વિચારી જુઓ કે મુસલમાનો માસ ખાનારા છે તેમના શરીરમા જે ધારા અથવા પ્રવાહ હશે તેની સાથે હિદુ ખાશે તો તે મુસલમાનના શરીરની ધારા હિદુના શરીરમા દાખલ થશે. હવે મુસલમાન માસાહારી છે અને હિંદુ ફળાહારી છે પરંતુ બેઉના સાથે ભોજનથી હિદુ ભ્રષ્ઠ થશે એટલે તેની વૃત્તિ બદલાઇને તામસી થઇ જશે. હિંદુઓમાં પણ એક જાતવાળા બીજી જાતનું ખાતા નથી, કારણ કે હિદુઓમા પણ કેટલાક માંસાહારીઓ છે, તેથી કોઇનું કોઈ ખાતુ નથી. ભાઇ રતનશી ! એક બીજા સાથે ખાવાથી શું પ્રેમ વધે છે ? ઘણા સાહેબ લોકો જે ફળાહારીઓ છે તેમની સાથે ઘણો પ્યાર રાખે છે પરંતુ કાંઈ સાથે ખાતા નથી, કારણુ કે સાથે ખાવાથી એકના શરીરમાથી રોગ બીજાના શરીરમા દાખલ થાય છે અને બીજાને અપવિત્ર કરે છે; કારણુ

કે ભોજનનો સંબંધ શરીર સાથે ને શરીરનો મન સાથે સબંધ છે, જેવી રીતે ભુમીતિશાસ્ત્ર પ્રમાણે ક. ખ ની બરાબર ને ખ. ગ ની બરાબર છે ત્યારે ગ ક ની બરાબર જ થાય છે. હવે તમે બરાબર સમજી હશો કે માંસાહારી છે તે તમોગુણી હોય છે અને સાત્વિક આહારી છે તે સત્વગુણી છે તેથી તમોગુણીનુ ખાવાથી તમો પણ તમોગુણી થઈ જશો."

રતનશી—"સ્વામીજી ! માંસાહારીઓ સાથે ખાવાથી તો અમારી વૃત્તી તમોગુણી થઇ જશે, પણ જે મુસલમાન કે ક્રિશ્ચિયન ફળાહારી છે, તેમનું ખાવામા શુ દોષ છે ?"

સ્વામીજી—"ભાઇ રતનશી ! તેઓના પૂર્વજો તો વંશપરંપરાથી માસાહારી છે, તેમણે થોડો વખત માસાહાર ન કર્યો હોય તેથી તેઓ શુ પવિત્ર થઈ જશે ? જે વીર્યથી તેઓ ઉત્પન્ન થયા છે, તેજ અપવિત્ર છે, જેવી રીતે વૈદ્યકમા કહ્યુ છે કે, વારસામા જે દર્દ ઉતરે છે તે દર્દ સહેલાઈથી જતુ નથી. તેવીજ રીતે વંશપરંપરાનુ જે પાપ છે તે બહુ મુસ્કિલતાથી જાય છે, માટે જે માસાહારી નથી પરતુ વશપરપરાથી તેમના શરીરમા માસાહારના જે રજકણો જમા થયેલા છે, અને વૃત્તિ તમોગુણી છે, તેમની સાથે ખાવાથી તમો પણ તમોગુણી થઈ જશો."

રતનશી—"સ્વામીજી ! ત્યારે સંતોની પ્રસાદી લેવા આપ કેમ ભલામણ કરો છો ?"

સ્વામીજી—"ભાઈ રતનશી ! તમને મેં કેટલી વખત સમજાવ્યું છે કે સંત કોને કહેવો જેની સુરતા સતલોકમાં

પવિત્ર થઇને પહોચી છે તેનુંજ નામ સંત છે. હવે એવો જીવ જે પ્રભુથી મળ્યો છે અને જેનું શરીર લોહી મન ચેતન વગેરે સર્વે પવિત્ર છે તેની પ્રસાદી લેવામા પવિત્રતા થશે કે અપવિત્રતા થશે ? આજકાલના માણુસો ઘીમા માખી પડી હોય તો તે માખીને નીચોવીને તે ઘી કામમા લે પણુ ગુરૂની પવિત્ર ધાર કે જેથી માણુસની તદુરસ્તી તથા સુરતનુ ઉપર ચડવું થાય તેને રદી એટલે ફોકટનું સમજે છે. અમે ઘણુા જણુને જોયા છે કે અનાજ મેવો વગેરે ઘરમા પડયા હોય ને ઊંદરો તેને રોજ એઠું કરી જાય તે અનાજ તે માણુસો ઘણી ખુશીથી ખાય છે. કારણુ કે તે ન ખાય તો પૈસાની નુકસાની થાય, પરતુ ગુરૂની અતિ પવિત્ર પ્રસાદીને અશુદ્ધ સમજીને મુકી દે છે. કબીર સાહેબે કહ્યુ છે કે·——

ગુરૂકો માનસ જાન લૈ, ચરનામૃતકો પાન,
વો નર નર્કે જાયગા, જનમ જનમ હોય શ્વાન.

આ ચરણુામૃત તથા પ્રસાદી લેવાની રીત ઘણુા પ્રાચીન વખતથી ચાલે છે. તમો મદિરમા જશો તો તમને પ્રસાદી આપવામા આવશે. ગગાજીને કિનારે જશો તો ત્યા પણુ ચરણુામૃત મળશે. ગુરૂ નાનક સાહેબના દરબારમા કરહાની પ્રસાદી ખુબ સારી રીતે વાટવામા આવે છે, પરંતુ આજકાલના માણુસો મૃતકને પૂજનારા છે. જીવતાને પૂજતા નથી. દવાઈમાં કંઇ કંઈ ચીજો પડે છે કે જે ચીજોનું નામ લખવામા પણુ પાપ મનાય, તે પણુ વપરાય છે; પણુ ગુરૂની પ્રસાદીથી વૈર રાખે છે તેવા જીવોનો કેવી રીતે ઉદ્ધાર થશે.

માશુકની ચીજ કે જે અતિ પવિત્ર છે તેને લેતા નથી તેથી એમ સમજાય છે કે માશુકપર તેનો પ્રેમ નથી."

રતનશી—" સ્વામીજી ! ધર્મની અંદર તો ફક્ત જ્ઞાનનીજ જરૂર છે કે જ્ઞાન સાથે પ્રેમની પણ જરૂર છે ? વળી પ્રેમ અને જ્ઞાન એ શુ છે ?"

સ્વામીજી—" ભાઈ રતનશી ! આજકાલના માણસો જ્ઞાનનો અર્થ સમજતા નથી વિદ્યા ભણવી તેનેજ જ્ઞાન કહે છે. કોઈ અગ્રેજી કે સંસકૃત ભાષા ભણે તેનુ નામ જ્ઞાન નથી. એ તો ભાષા શીખ્યા એમ કહેવાય, જેવી રીતે કોઈ Mangeનો અર્થ આંબો (કેરી) કરે, પણ તેથી તે (કેરી) ખાઈ શકતો નથી. પોપટ આખી ગીતા ભણી અને બોલી જાય, પણ ગીતાનો અર્થ તે સમજી શકતો નથી; તેવીજ રીતે વાચક જ્ઞાની બે ચાર પુસ્તકો ભણે તેથી તે જ્ઞાની થઈ શકતો નથી. આ તો ફક્ત તે ભાષા શીખ્યો એમ કહેવાય. ભાષાનો જ્ઞાનની સાથે સબધ નથી. ભાષા જાણવી એ જુદી વાત છે ને જ્ઞાની થવુ એ જુદી વાત છે. ગરીબ માણસ તો બીજી ભાષા પૈસાના અભાવે જાણી શકતો નથી. પરતુ પરમેશ્વરે તો ગરીબથી તવગર ને રાજાથી રક સુધી દરેકમા જ્ઞાનનાં બીજ તો રોપણ કરેલા છે, પછી ભલે તે ગરીબ હોય; પરતુ દરેકમા જ્ઞાનના બીજ તો પરમેશ્વરે પહેલેથીજ નાખ્યા છે. અલબત વિદ્યાના સંબધથી જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે, પરંતુ વિદ્યા એ જ્ઞાન નથી.

માણસો વિદ્યાને જ્ઞાન સમજે છે તે ભૂલ કરે છે. આ ભૂલ થોડા માણસોમા છે. જે જ્ઞાની વિદ્વાનો છે તેઓ

એ બાબતનો સારી રીતે નિર્ણય કરે છે. દાખલો. એક ફળ ઝાડ પરથી ત્રુટીને જમીન પર પડે છે તેનું જમીનપર પડવાનું કારણ શું છે કે જેથી જમીનપર જ પડે છે, ને આજુબાજુ જતું નથી. જમીનપર ફળ ખેંચાઈ આવવાનું કારણ એ છે કે જમીનમા વસ્તુનું આકર્ષણ કરવાની શક્તિ છે. આ શક્તિને શોધી કાઢવામાં વિદ્યાની જરૂર નથી પરતુ આ કામ અવલોકન–શક્તિનું છે. આથી અમારા સંતોએ વાચક જ્ઞાનનુ સારી રીતે ખંડન કર્યું છે અમારા હજૂર સાહેબે આ બાબતનું સારી રીતે વર્ણન કર્યું છે, તે સાભળોઃ—

હૈ વિદ્યા તું બડી અવિદ્યા સતનકી તેં કદર ન જાની,
સંતપ્રેમકે સિંધુ ભરે હૈં તૈં ઉલટી બિધ કીચડ સાની,
સંતનપ્રેમ લગા પ્યારે સે ઉનકી સૂરત શબ્દ સમાની,
તુ ધન માન પ્રતિષ્ઠા ચાહે ઔર ચતુરતામે લિપટાની.

કલિમે જીવ બહુત હિ ઘેરે બિરલે ગુરૂ મુખ બચે નિદાની,
ઉનકી પ્રેમ અનુભવ બાની તું બુદ્ધિ સંગ રહેત ખપાની,
વિદ્યા પઢ પઢ બહુત પચેહૈ પ્રેમ બિના કછુ હાથ ન આની,
અર્થ સપ્રદા કરકર ફુલે અનુભવકી ઉન સાર ન જાની.

બાનીબનમે રહે ભુલાને પઢ પઢ પોથી જન્મ બિતાની,
ઘટકે ભીતર નેક ન ઠહરેં મન ચચલકી ગત ન પિછાની;
બહાર મુખી ગ્રથ નિત પઢતે ઘટકી પોથી પઢી ન પઢાની,
ઘટકા ભેદ કહો જો ઉનસે તબ ઉનકા મન હેત ન હાની.

સંતગગનમે સુરત ચઢાવે વૈ સુનતે નિત વહાકી બાની,
ઉનકી ગતમત અગમ અપારા તુ લોગનકી રીતરીજાની;

પ્રેમી જીવન માને તેરી તું અપનીસી કહત કહાની,
અસતુત ભૂખે તુમ નિશદિન માન સ્તુતિ ચાહ ભરાની.
અપને ઔગુન આપ બિચારો ઔર કાઢનકી જુગત કમાની,
ધોખેમે ક્યો જન્મ બિતાઓ સુરત શબ્દમેં નિત ચઢાની,
બીમા છોડ કરો યહ કરની તો પાવો સત નામ નિશાની,
વિદ્યા પઢ મનસેં નહિ જીતો બિરથા થોથે તીર ચલાની.
સંતમતા બિદ્યાસેં ન્યારા બિદ્યા ઠગની જીવ ઠગાની,
ભકિતભાવ પ્રેમ નહિ ઉનકે પ્રેમીકો વૈ મૂરખ જાની;
બિદ્યાકે બલ રહે અભિમાની સંતનસેં ઉન પ્રીત ન ઠાની,
જીવ અકાજ શોચ નહિ મનમે જક્ત બડાઈ મનમેં સમાની
મુહસે મિથ્યા જગકો કહેતે બરતનમે સો સચ્ચા માની,
માન અપમાન સમાન ન કીન્હા બાચક બિદ્યા રહે ભુલાની,
તાતેં બિદ્યા સભી ભુલાઓ સતશરન પકડો અબ આની,
એ બિદ્યાકે જો નર પ્રેમી સો સતનકે સગ લિપટાની.
બિદ્યાવાન એક નહિ ઠહરે તાતેં બિદ્યા બિઘન પિછાની,
સંતન વિદ્યા પઢતે કોઇ ઉનકે અનુભવ સમધ સમાની,
ઉનકા પ્યાર લગા પ્યારેસેં બિદ્યા ક્યું કર યાદ રહાની,
તનમનકી સબ સુધ બિસરાની બિદ્યા બુદ્ધિ ફિર કયું ઠહરાની.
સબ પરકાર પ્રેમકી મહિમા બિદ્યા અબિદ્યા દોનો હાની,
જિનકા પ્રેમ શબ્દમેં નહિ ઉનકો બિદ્યા ખ્વાર કરાની;
જનમ મરનસેં છુટે ન ભાઇ ચોરાસીમેં બહેં બહાની,
બિદ્યા ભૂલ ચઢો અબ ઘટમેં સુરત શબ્દમેં લાઓ તાની.
બિદ્યાભી બુદ્ધિ વિષય પિછાની યહ આશક્તિ ભલી ન જાની,
કથની બની કામ ન આવે ભક્તિ બિના જમકે સહડાની,
ગુરૂભક્તિ બિન સબ જગ ચૂકી અનેક સિયાનપનમે ભરમાની,

ઔર જતન મિથ્યા સમઝ જાનો યહી જતનમેં કહા પ્રમાની;
શબ્દ કમાઈ કરો પ્રેમસોં રાધાસ્વામી કહત લખાની.

ભાઇ રતનશી ! ફક્ત વિદ્યા ભણવાથી કદી પણ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. ખાલી વાંચકવિદ્યામા તો વળી નુકસાની પણ છે. એક વખતે ફિલોસોફર એરીસ્ટોટલે ઘણાં પુસ્તકો વાચ્યા હતાં. તે એક વખતે કહેવા લાગ્યો કે, હું ઘણો ભણ્યો છું છતા પરમેશ્વરને હું કેમ જોઇ શકતો નથી. આ વિચારથી તેના મનમા ઘણુ દુઃખ થયુ તથા અર્ધ ગાડા જેવો બની ગયો અને વિચાર કરવા લાગ્યો કે હુ બહુ મોટો માણસ છું, ઘણું ભણ્યો છુ, ત્યારે પરમેશ્વરને પૂરી રીતે હું કેમ જાણી શકતો નથી ? એ વિચાર કરતા કરતાં તેને પરમેશ્વરપર ક્રોધ ચઢયો; કારણકે તેને પોતાની વિદ્યાનો અહકાર હતો એક વખતે પરમેશ્વરે કૃપા કરીને સમુદ્રના કિનારાપર બાળકનું રૂપ ધારણ કર્યું તે નાનો ખાડો ખોદવા મડયા કે જે રસ્તેથી એરીસ્ટોટલ રોજ ફરવા જતો હતો, એરીસ્ટોટલની નજર તે ખાડો ખોદનાર છોકરાપર પડી એટલે તે છોકરાને પૂછયું કે અહીં તું શુ કરે છે ? છોકરાએ કહ્યુ કે, હુ ખાડો ખોદુ છુ. એરીસ્ટોટલે કહ્યુ શા કારણથી ખાડો ખોદે છે ? છોકરાએ કહ્યુ કે આ ખાડામા આખા સમુદ્રનુ પાણી ભરવા. એરીસ્ટોટલે કહ્યુ કે છોકરા તું ગાડો થઈ ગયો છે કે ? આખા સમુદ્રનું પાણી તુ ખાડામા કેમ નાખીશ ? છોકરાએ કહ્યુ કે અરે એરીસ્ટોટલ શુ હું ગાડો છુ ! તુ શુ સાચુજ કહે છે ? જો હું ગાડો છુ, તો તુ વળી મારા કરતા પણ ઘણોજ વધારે ગાડો છે, કારણ કે આ સમુદ્રનો તો અત છે, પણ પર-

મેશ્વર કે જે અનંત છે તે તમારી નાની ખોપરીમા કેમ નાખી શકીશ. આ વાત એરીસ્ટોટલે સાંભળી કે તરતજ પોતાની આખો બધ કરીને વિચાર કરવા લાગ્યો કે આ છોકરો નાનો છે, છતા પણ તેણે કેટલી ઉત્તમ વાત કહી છે. અને કેવી રીતે મારા અંતરના વિચાર જાણી ગયો છે, વિચાર કરીને તેણે પાછી આખ ઉઘાડી તો છોકરો ત્યાંથી અદ્રશ્ય થઈ ગયો હતો. એરીસ્ટોટલ મનમા સમજ્યો કે ખાલી વિદ્યા ભણવાથી કાઈ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. જ્ઞાન અને વિદ્યા આ બેઉ જુદા જુદા વિષયો છે, હવે આપણે જ્ઞાન એ શું છે તેનો વિચાર કરીએ. ભાઇ રતનશી ! જે ચીજ જેવી છે તેને તેવીજ કહેવી તેનું નામ જ્ઞાન છે, અને તે પ્રમાણે વર્તવુ તેનુ નામ પણ જ્ઞાન છે, અને તે પ્રમાણે વર્ત્તનાર જ્ઞાનવાન કહેવાય છે, હવે પ્રેમની બાબતમા આજ સુધી પ્રેમ શું છે તે કોઇએ સાબિત કરી બતાવ્યુ નથી વળી પ્રેમને જોઈ શકીએ છીએ, પણ સાબિત કરી શકતા નથી. જેવી રીતે કોઈ જુગારી હોય અને તેના ઘરમાં તેના અજીજ માણુસનુ મૃત્યુ થઈ જાય; તો પણ તેનું ધ્યાન તો જુગાર રમવામા રમી રહ્યું છે, તે વખતે તે રમવા માટે પોતે જઈ શકતો નથી દાખલો. એક માણુસ જુગાર રમતો હતો તે વખતે તેનો બાપ બહુ માદો હતો માણુસે આવીને જુગારીને કહ્યુ કે, તમારો બાપ હમણા અતકાળની સ્થિતિમા છે, જુગારીએ કહ્યું કે બે દાવ નાખીને હું હમણાજ આવુ છુ. એટલામા તે જુગારીનો બાપ મરણ પામ્યો. બીજા માણુસે આવીને કહ્યુ કે તમારો બાપ ગુજરી ગયો. એટલે જુગારીએ કહ્યું કે મરી

ગયો છે, તો તેને બાધો અને હું હમણાજ આવું છું, બીજાઓએ તે મૃતકને બાંધ્યો અને જુગારીને કહ્યુ કે ચાલ તારા બાપને બાંધી લીધો છે અને હવે તેને મસાણુમા બાળવા માટે લઈ જઈએ. ભાઈ, તમે મસાણમાં પોચાડો તેટલામા તો હું આવી પહોચું છુ. આખર તે મૃતકની બીજાઓએ વ્યવસ્થા કરી, પણ તે તો નજ ગયો. ભાઈ રતનશી ! આ શા કારણથી ન ગયો ? તેની તો જુગારમાજ લગની હતી. આથી સમજાય છે કે પ્રેમ એ એવી ચીજ છે કે જેથી પોતાના માબાપ કે જેણે તમને જન્મ આપ્યો છે તેને પણ વિસરી જવાય છે બીજો દાખલો. એક વખતે હુ ભણુવામા બહુ પ્રેમ રાખતો હતો તે વખતે ડૉકટરોએ મારા બાપ કે જે દીવાન હતા તેને કહ્યું કે આ છોકરો જો આખો દહાડો ને રાત ભણશે તો તે ગાંડો થઈ જશે. એટલે ચિત્તભ્રમ થઈ મરી જશે. આથી મારા બાપે મને ડરાવવા માટે બંદુક લઇને મને કહ્યું કે ભણુવાનું મુકી દે, નહિ તો મારી નાખીશ મેં મારા બાપને જવાબ આપ્યો કે જો તમારે મને મારી નાખવો હોય તો ભલે મારી નાખો, પણ હું તો ભણુવાનું નહિ મુકું. ભાઈ રતનશી ! આ કઈ ચીજ હતી કે જેથી હુ મોતને પણ ગણકારતો ન હતો ? તે ફક્ત પ્રેમજ હતો. હવે તમને સમજાયું હશે કે પ્રેમ બતાવી શકાય છે, પણ પ્રેમ શું છે તે વર્ણવી શકાતો નથી, કારણ કે જે ચીજ બતાવવાની છે તે સમજાવવામા આવી શકતી નથી, જેમકે કોઇ કહે કે તમે તમારી આખોથી કેમ જોઇ શકો છો ? તેનો જવાબ એટલોજ છે કે તમે પણ જોઇ લ્યો. કોઈ કહેશે કે આખોમાં

માણુકી (કીકી) છે, તેથી જોઈ શકાય છે; પણ માણુકીથી કેમ જોઈ શકો છો તો તેની સાબિતી તો એટલીજ છે કે જોઇ લ્યો, પણ માણુકીથી કેમ જોઇ શકાય છે, તેનો જવાબ તો અપાતોજ નથી. તેવીજ રીતે પ્રેમ શું છે, કેમ છે, શા કારણથી તેની ગતિ થાય છે, તેનો પૂરો જવાબ તો કોઈ પણ ફિલોસોફર એટલે તત્ત્વજ્ઞાની પણ આપી શકતો નથી. તે તો એમજ કહેશે કે તમો જોઇ લ્યો; કારણ કે પ્રેમ તત્ત્વની ચીજ નથી; પણ મનોવિકાર છે, તેથી તત્ત્વથી સાબિત થઈ શકતો નથી. તત્ત્વની વાત તત્ત્વથી સમજાય છે, પ્રેમ એ અદૈહિક છે. દૈહિકથી અદૈહિકની સાબિતી થઈ શકતી નથી અને અદૈહિકનો તો દાખલોજ નથી, કારણ કે તે અદૈહિક છે, અદૈહિકનો દાખલો દૈહિકના દાખલા સાથે બંધ બેસતો નથી. આ બે ચીજો એટલે જ્ઞાન ને પ્રેમના જોડાણની જરૂર છે તે હવે તમે સાભળો. કોઈ પણ જનમા અક્કલ એટલે જ્ઞાન તથા પ્રેમ એટલે લગની આ બેઉની જરૂર છે, જેવી રીતે સુતાર કોઇ મેજને ઘડવાનો વિચાર કરે છે, ત્યાર પહેલા તેનુ જ્ઞાન કરે છે કે કેવી રીતે બનાવવું. તે નક્કી કર્યાં પછી શોખથી મેજ બનાવે છે, જો ફક્ત મનમાજ તેનુ જ્ઞાન કરે અને પ્રેમ રાખે પણ કામ ન કરે તો તે મેજ ન બનાવી શકે. વળી છોકરા ભણવા ઉપર બેસે તેમા જો તે પ્રેમ ન કરે તો તે ભણી નહિ શકે. વળી તેનુ મગજ ભણવા પર બરાબર નહિ એટલે જ્ઞાન નહિ તો તે ગમે તેટલો પ્રેમ કરે તો પણ તે ભણી નહિ શકે, કારણ કે તેનામા જ્ઞાન–શકિત નથી આથી કોઈ પણ ચીજ લેવા અથવા બતાવવા અથવા

ભણવા વિગેરેમા આ બેઉ ચીજો એટલે જ્ઞાન તથા પ્રેમની જરૂર છે, અમારા સત્સંગમા પણ ઘણા માણુસો છે, તેમાં કેટલાકને યોગાભ્યાસ કરવાની શકિત નથી, તેથી તે યોગ સાધના કરવામા શિથિલ થઈ જાય છે, અને કેટલાકને બરાબર ગુરૂપર પ્રેમ નથી તેથી તેઓ પોતાનુ કામ પૂરૂ કરી શકતા નથી આથી તેઓ પાછળ રહી જાય છે, જયારે પ્રેમ તથા જ્ઞાનશકિત એ બેઉ બરાબર હશે ત્યારેજ તે પોતાનુ કાર્ય એટલે અભ્યાસ સિદ્ધ કરી શકશે. અમારા હજૂર સાહેબે પોતાની મુબારક જબાનથી કરણીની બાબતમા કહ્યુ છે કે —

યહ કરણીકા ભેદહય, નાહિ બુદ્ધિ બિચાર,
બુદ્ધિ અરૂ કરણી કરો, તો પાઓ કછુ સાર.

હજૂર રાધાસ્વામી દીનદયાળે, દયા કરીને પ્રેમની બાબતમાં ફરમાવ્યું છે તે સાભળો.

પિયા બિન કૈસે મેં જીઉં મય પ્યારી,
મેરા તન મન જાત ફુકારી.
કોઈ સંત મિલે અબ ભારી,
જો પિયાકો મિલાવનહારી.
મય ચઢું ગગનમે સારી,
દિન રાત લગે મેરી તારી,
મય બિરહિન લગી કટારી;
મય ઘાયલ ફિરૈ ઉજારી,
સત ગુરૂ અબ કરે સમ્ભારી;
તબ હિરદે ઘાવ પુરારી;

મોહી નામ દેહિં નિજસારી;
યહ મરહમ નિત્ત લગારી,
રાધાસ્વામી કરેં હવારી,
મેં ઉનપે જાઉ બલિહારી,

ભાઇ રતનશી ! જો તમો એ હજૂર સાહેબની સાથે મહારાજ સાહેબનો પ્રેમ જોયો હતે તો તમને બહુ અજાયબી થતે અને તમો પ્રેમની કદર પણ કરતે. એક વખતે ઘણા સત્સંગીઓ સ્વામી મહારાજના બાગમા હજૂર મહારાજ સાથે ગયા હતા. હજૂર સાહેબ પોતાની ઘોડાગાડીમા બેસીને ગયા હતા અને અમે પછવાડે દોડીદોડીને બાગમા ગયા. જ્યારે અમે ત્યા પહોચ્યા ત્યારે મહારાજ સાહેબ હજૂર સાહેબના ગાડીના ઘોડાને પહોચ્યા બાદ ચાપવા લાગ્યા. મેં પૂછયું કે પ્રેમજી મહારાજ ! આપ આશું કરો છો ? મને જવાબ આપ્યો કે, ભાઈ આંધળા તો નથી ને ? મારા મહેબૂબનો ઘોડો કે જે થાકી ગયો હશે તેને દાબું છુ અને તમે તો કહો છો કે શુ કરો છો ?—ખરૂ હું તો આધળો ન હતો. મેં મારા મહેબૂબના ઘોડાની કદર ન કરી. જે સાચો આશક હોય તે પોતાના મહેબૂબના ઘોડાની કદર કરેજ મને યાદ છે કે એક દિવસે મજનુએ લયલાના કુતરાને શિયાળાની ઠંડીમા નાગો જોયો. આ જોતાજ મજનુએ ચીસ પાડીને કહ્યુ કે આશુ હુ કપડા પહેરીને ઠંડીથી મારૂ રક્ષણ કરૂ છુ અને મારી મહેબૂબનો કુતરો ઉઘાડો ઠંડીથી કકડતો જાય એ મારાથી કેમ સહન થઈ શકે ? તેણે તરતજ પોતાના શરીર પરથી કપડા ઉતારીને તે કુતરાને કપડાથી વીંટી લીધો. મજનુએ પોતાની માશુકના

કુતરાને કપડા પહેરાવ્યાં તેમાં તેનું ખાસ પ્રેમ જ્ઞાન હતું. ભાઇ રતનશી! પ્રેમમાંજ પૂરેપૂરૂ જ્ઞાન છે. પ્રેમીને જ્ઞાનની ખબર પડે છે; પરંતુ કોઇ પણ વખતે અપ્રેમીને ખબર પડતી નથી. પ્રેમ એ ઊંચું જ્ઞાન છે. પ્રેમ એ જ્ઞાનથી ઉલટું નથી, પણ જ્ઞાનથી વધારે છે તેનો એક ઉત્તમ દાખલો આપુ તે તમે સાંભળો. એક સમય મજનુએ લયલાને સદેશો આપવા માટે એક ઊંટવાળાને કહ્યું કે, ભાઇ! તું કયા જાય છે? ઊંટવાળાએ જવાબ આપ્યો કે, લયલાના ગામમા જાઉં છુ. મજનુએ કહ્યુ કે, મારો સદેશો લયલાને આપીશ? ઊંટવાળે જવાબ આપ્યો કે, મારે જરૂરનું ઉતાવળનુ કામ હોવાથી ઊંટને ઉભો રાખી શકતો નથી, પણ તમે થોડેક સુધી સાથે ચાલો ને વાત કરો તો હું સંદેશો પોચાડીશ. મજનુ સંદેશો આપવા માટે સાથે ચાલ્યો ને વાત શરૂ કરી. પ્રેમની વાતનો છેડોજ ન આવે. વાત એટલી લાબી થઇ કે વાત કરતા કરતાં ઊંટવાળો ને મજનુ બેઉ સોળ ગાઉપર લયલાં જે ગામમા રહેતી હતી ત્યાં આવી પહોચ્યા ત્યારે ઊંટવાળાએ કહ્યું કે હવે સંદેશો ક્યા જઇ આપું? કારણ કે તું પણ લયલાના ગામમા આવી પહોચ્યો છે. ભાઇ રતનશી! મજનુ મોટી ઉમરનો હતો. સોળ ગાઉ સુધી નિર્બળ હોવા છતા કઈ તાકત એટલે કઈ શક્તિથી ચાલીને આવી પહોંચ્યો. આ પ્રેમ જ્ઞાનથી વિરૂદ્ધ છે કે જ્ઞાનથી વધારે છે તેનો નિર્ણય હવે તમેજ કરો. આટલી વાત તો સાચીજ છે કે જ્ઞાન કરતા પ્રેમમા વધારે શક્તિ છે. આ કારણથી અમારા રાધાસ્વામી પંથમા ભક્તિને એટલે પ્રેમને ઉત્તમ કહી છે, પરંતુ અજ્ઞાનતાથી કોઇ વાતને પકડવી ન જોઇએ. જ્ઞાન અને

સંગ એ બેઉ સાથેજ હોવા જોઇએ. જેવી રીતે પુરૂષના સંગ વગર સ્ત્રીને પુત્ર પ્રાપ્તી થતી નથી, તેવી રીતે પુરૂષને પણ પુત્ર થતો નથી, પરંતુ બેઉના સંગથીજ પુત્ર પ્રાપ્ત થાય છે. ફક્ત હાઇડ્રોજનથી પાણી થતું નથી, તેમ ફક્ત ઓક્સીજનથી પાણી થતું નથી, પરંતુ બેઉની મિલાવટથી પાણી થાય છે; તેમા પણ બેઉના સરખા ભાગથી પણ પાણી થતું નથી; પરંતુ ઓક્સીજનના એક ભાગ સાથે હાઇડ્રો-જનના બે ભાગ મિશ્રણ કરવાથીજ પાણી બને છે. તેવીજ રીતે જ્ઞાન ને પ્રેમ બેઉ ભાગ સરખે મિલાવવાથી કામ સરતુ નથી, પરંતુ જ્ઞાન કરતાં બમણો પ્રેમ હોવાથીજ કામ થાય છે. બેમાથી કોઇ પણ ચીજ ઓછી હોય તો કામ થતું નથી; પરંતુ હરેક ચીજ પ્રમાણુસર હોવી જોઇએ. આવી રીતે બધા મહાત્માઓએ ભક્તિને ઉત્તમ માની છે, એથી એમ સમજવાનું નથી કે જ્ઞાનને બાજુપર મુકી દેવું. આ બેઉની જરૂર છે. હવે સમજો કે દુનિયાની કોઇ પણ ચીજની સમજ માટે દુનિયાની ચીજોનોજ દાખલો દઇ શકાય છે. દાખલા દીધા વગર હકીકત પૂરી સમજવામાં આવતી નથી. માટે તેની સમજ થવા માટેજ દાખલા આપીએ છીએ, પરતુ પરમાત્મા માટે કોઈ પણ ચીજનો દાખલો આપી શકાતો નથી, કારણ કે પ્રભુ તો અનત છે, એટલે તેની બરાબરી કરી શકે તેવી તો કોઈ ચીજ નથી કે જેનો દાખલો આપી શકાય. ફક્ત પ્રેમથીજ પ્રભુને ઓળખી શકાય છે. દુનિયાની ચીજો અંતવાળી હોવાથી અનંત માટે કેવી રીતે દ્રષ્ટાંતમા આપી શકીએ. હા. એટલી વાત તો બરાબર છે કે દુનિયાની અતવાળી ચીજોનો

જેટલે સુધી જેવી રીતે દાખલો આપી સમજી શકાય તેટલા પ્રમાણુમાં તો તે ખરૂં છે; પરંતુ પ્રભુ તો અનંત છે, તેથી તે માલિકની સમજણ થવા માટે કોઇ પણુ દાખલો પૂરતો થઇ શકતો નથી. તે તો ફકત પ્રેમથીજ સમજી શકાય છે. ટેનીશને કહ્યું છે કે·—

ઇશ્વરનો શકિતવાન એટલે તાકતવાળો પુત્ર અદૈહિક પ્યારજ છે કે જેનું મુખ અમે જોયુંજ નથી. તે તો ફકત એકજ વિશ્વાસ અને વિશ્વાસથીજ ભેટે છે તેને તો અમે માનીએ છીએ પરંતુ અમે તેને જોઈ શકતા નથી

આ ઉપરની હકીકતોથી તમારા સમજવામા આવ્યું હશે કે ધર્મની અંદર જ્ઞાન તથા પ્રેમ એ બેઉની આવશ્યકતા છે."

**રતનશી**—"સ્વામીજી ! કર્મ એટલે શું અને કર્મના ફળ કેવી રીતે મળે છે ? અને કર્મનુંજ ફળ મળે છે કે નહિ તે અમે કેમ જાણી શકીએ ? કર્મના ફળના અમે જ્ઞાતા કેમ નથી થઈ શકતા ?"

**સ્વામીજી**—" રતનશી ભાઈ ! કર્મનો અર્થ ક્રિયા છે જે ક્રિયા કરે તેનુ નામ કર્મ. જે કામ કરો તેની તમને ખબર પડે તો પણુ તેનું ફળ ભોગવવું પડશે અને જો ખબર નહિ પડે તો પણુ ફળ તો કર્મનુ જરૂર ભોગ-વવુ પડશે. એક નાનો છોકરો દેવતામા હાથ નાખશે તો તેનો હાથ દાઝશે પછી અગની ઉપર હાથ રાખવાથી હાથ દાઝે છે તેની તેને ખબર હોય કે નહિ પરંતુ અગની તો બાળે છે અને તેની પીડા પણુ જરૂર થાય છે. વળી એક

બાટલીમા ક્લોરોફોર્મ ભરેલુ છે તેની ખબર ન છતાં એક માણુસે તે બાટલી ઉઘાડીને સુંઘી જોઈ તેથી તે બેભાન થઈ ગયો. ખબર હોય કે ન હોય છતા ક્લોરોફોર્મથી તો માણુસ બેભાન થઈ જાય છે. ક્લોરોફોર્મવાળી શીશી ખોલવી અને સુંઘવી તેનુંજ નામ કર્મ અને તે કર્મના ફળની ખબર હોય અથવા નહિ હોય છતા ભોગવવું પડે છે. કર્મ ત્રણે કાળના થઇ શકે છે જેમકે વર્ત્તમાન, ભૂતકાળ અને ભવિષ્યકાળ એમ ત્રણે કાળના કર્મ થાય છે. કોઈ કર્મ આપણે હમણા કરીએ અને તેનુ ફળ હમણાજ ભોગવવું પડે છે. જેવી રીતે એક છોકરો ભણે છે તેનું ફળ એ છે કે જેટલુ રોજ ભણે છે તેટલું શીખી જાય છે. અથવા એક મજુર મજુરીનુ કામ કરે તેનું ફળ તેને તેજ વખતે મળે છે, એક માણુસ નોકરી કરે છે તેને તેનુ ફળ મહિના ઉપર મળે છે, કોઇ માણુસ કોઈની સાથે વ્યાપારમાં ભાગ રાખે છે તેનુ ફળ તેને સાલ વિત્યા બાદ મળે છે, એવી રીતે હમેશા થયા કરે છે, આથી ફળના જ્ઞાતા થવાની જરૂર રહેતી નથી; છતા જ્ઞાતાના પણ જ્ઞાતાને શરણે જવાશે તો તેને ખબર પડશે. એટલે જે યોગ અભ્યાસી છે તેને આ બાબતની પૂરી ખબર પડે છે. જેવી રીતે એક જણનો કોઈની સાથે ભાગ હોય તો તેને ચોપડાનાં ખાતા પોતે તપાસવાથી તથા સરવૈયુ કાઢવાથીજ લાભ નુકસાનીની ખબર પડે છે. તેવીજ રીતે જે યોગ અભ્યાસ કરે છે અને કર્મોનું છેદન કરતો જાય છે તેનેજ ખબર પડે છે બીજાને કેવી રીતે ખબર પડે ? હવે કર્મનુ ફળ કેવી રીતે મળે છે તે સાભળો.

ભાઇ રતનશી ! આગળ તમને સાબિત કરી બતાવ્યુ છે

કે કર્મ ત્રણ પ્રકારનાં છે. આગળના વખતમાં કરેલાં કર્મની અમને ત્યારેજ ખબર પડશે કે જ્યારે અમે અભ્યાસ કરીશું. વર્ત્તમાન કાળના કર્મો કેમ જાણી શકતા નથી, તો પછી ભૂતકાળનાં કર્મો કેમ જાણી શકાય ! આ દુનિયામાં ઘણાં માણસો છે અને તેમા દરેક જણનો ખ્યાલ જુદો જુદો હોય છે. એક માણસ એક બાબતને પુણ્ય રૂપ માને છે અને વળી બીજો તેજ બાબતને પાપ રૂપ માને છે. ત્રીજો તેજ બાબતને પાપરૂપ અથવા પુણ્ય રૂપ એમ કંઇ પણ માનતો નથી. મુસલમાનો ગાયનું માંસ ખાવામા પાપ ગણતા નથી અને પુણ્ય માને છે ત્યારે હિંદુઓ તેમા બહુ પાપ માને છે ત્યારે ક્રિશ્ચિયનો તેમા પાપ કે પુણ્ય એવુ કાંઇ સમજતા નથી. જુઓ આ દુનિયામાં થતા કર્મોની પણ ખબર પડતી નથી ત્યારે ભૂતકાળના કર્મોની કેમ ખબર પડે. કોઇ બાબતનો પૂરો ખ્યાલ કરી તેની પછવાડે પડીશું ત્યારે તે કરેલા ખ્યાલના ફળની ખબર પડશે; જેવી રીતે કે એક છોકરો નિશાળમા ભણવા જાય છે. તે જ્યારે ભણશે ત્યારેજ તેને પુસ્તકની ખબર પડશે. તેવીજ રીતે દરેક જણને પોતાના અંતરમાજ યોગાભ્યાસ કરવાથીજ ખબર પડે છે. મહેનત કર્યા વગર કાંઇ પણ ખબર પડતી નથી કર્મોની ખબર જ્યારે કર્મ બાબતનો પૂરતો અભ્યાસ કરશે ત્યારેજ ખબર પડશે અને અભ્યાસ કરવો એ પણ એક જાતનુ કર્મ છે. આ અભ્યાસરૂપી કર્મ કરવાથી કર્મોની ખબર પડે છે અને આ યોગાભ્યાસ રૂપી કર્મ ગુરૂ વગર થઇ શકતું નથી. દાન આપવું એ શુભ કર્મ છે એમ આપણે સમજીએ છીએ, પરંતુ દાન કરવાથી પણ

કોઇક વખતે અશુભ કર્મ થઈ જાય છે; જેવી રીતે કે એક માણસને એક વખતે કોઈએ રોકડ દાન આપ્યું, તેણે જઇ આપેલા દાનથી વ્યભિચાર કર્યો ને જુગાર પણ રમ્યો. હવે જો તેને રોકડ દાન ન મળત તો વ્યભિચાર કે જુગાર એમ કંઇ પણ કરી શકત નહિ એટલે તેણે પૈસાથીજ વ્યભિચાર કર્યો છે. હવે આ પાપ તેણે કર્યું તેનું ફળ તે પૈસા આપનાર દાતાને પણ મળે છે. દાન આપનાર ભલે આ વાત જાણે કે ન જાણે છતા તેને તો અધો ભાગ તો મળે છે. તમે સાંભળ્યું હશે કે કબીર સાહેબ એક વખતે બેઠા હતા તે વખતે એક જણે આવી યાચના કરી કે હું ભૂખ્યો છુ માટે કૃપા કરી મને કાંઇક આપો. કબીર સાહેબે દયા કરીને ચાર આના આપ્યા. તે યાચકે ચાર આનાની સૂતરની જાળ લીધી ને જાળથી પક્ષીઓ પકડયાં આ વખતે કબીર સાહેબ યોગાભ્યાસ કરતા હતા. કબીર સાહેબના ધ્યાનમા પક્ષીઓને મરવાની કિકિયારી ભરેલો અવાજ આવ્યો અને તેથી કબીર સાહેબને અતિ દુઃખ થયુ અને તેથી કબીર સાહેબના નેત્રોમાથી પાણી વેહેવા લાગ્યું તેથી કબીર સાહેબ કહેવા લાગ્યા કેઃ--

ગુરૂ બિન માલા ફેરતે, ગુરૂ બિન દેતે દાન,
ગુરૂ બિન દાન હરામ હય, દેખો વેદ કુરાન.

આજકાલના અમારા દેશી ભાઇઓ બાલાભોળા હોવાથી પાત્ર અપાત્રને જોતા નથી અને દાન આપે છે તેમાં તેઓ ઘણી ભૂલ કરે છે. આ બાબતની તેમને ખબર નથી કે તેમને તેનુ ફળ મળશે કે નહિ ? આજકાલના વખતમાં બ્રાહ્મણ પાત્ર હોય કે ન હોય અને ભૂખ્યો ન હોય તો

પણ તેને પિતૃ નિમિત્તે ખાવાનું આપવામાં આવે છે હવે તે બ્રાહ્મણને ભૂખ લાગેલી ન હોવાથી ઘેર લઈ જાય છે અને તે કોળી વાઘરી વિગેરે હલકી કોમોના માણસોને જેવી રીતે હવેલીનો વાટ વેચવામાં આવે છે તેવી રીતે વેચે છે અને વેચાણથી તે કુપાત્ર બ્રાહ્મણને જે પૈસા મળે છે તેથી તે વ્યભિચારાદિ કરે છે. દારૂ પીએ છે, જુગાર રમે છે વિગેરે અનેક જાતના કુકર્મો કરે છે, હવે પિતૃ નિમિત્તે જમાડનારની ઇચ્છા તો એવીજ હોય છે, કે સારી સારી ચીજો બનાવીને બ્રાહ્મણને આપીએ તો અમારા પિતૃઓ સંતુષ્ટ થાય. હવે બ્રાહ્મણ તો રસોઈ વેચીને કુકર્મ કરે તેથી તે આપનારના પીતૃઓ સ્વર્ગમા જશે કે નર્કમા જશે તેનો ખ્યાલ તમે પોતેજ કરી લ્યો. હવે એક વિધવાએ પોતાના પતિના કલ્યાણાર્થે એક મંદિર બનાવ્યું અને તેમા એક કુપાત્ર પૂજારીને રાખ્યો તે પૂજારી વ્યભિચાર કરે છે અથવા કાંઇ કુકર્મ કરે છે તેના ફળમાથી ભાગ શુ તે વિધવા બાઈ કે જેણે મંદિર બધાવી આપ્યુ છે તેને નહિ મળે ? વળી બાઇએ મંદિર બધાવો આપ્યુ તેજ મંદિરમા કુકર્મો થાય છે તેથી મંદિર શુ પવિત્ર રહ્યુ ? અને આ બધાનુ ફળ શુ બાઇને ભોગવવુ નહિ પડે ? ભાઈ રતનશી ! આગળના જન્મના કર્મોના ફળનું હુ તમોને થોડું ઘણું કહુ છુ તે સાભળો. ધરો કે એક માણસ રસ્તા ઉપરથી જાય છે અને રસ્તામા એક પાકીટ પડેલી છે અને તે પાકીટમાં હજાર હજાર રૂપિયાની વીસ નોટો છે. આ રસ્તે જનાર માણસે પાકીટ ઉપાડી લીધી. આટલી વાત તો ચોક્કશ છે કે એક માણસની તે પાકીટ જરૂર છેજ, પરંતુ

બીજાને મહેનત કર્યા વગર મળી ગઇ આથી કરી આ વાત તો નિર્વિવાદ છે કે જેની આ પાકીટ છે તે ધણીની સાથે આગળના જન્મમા આ મેળવનાર ધણીનો કાંઇક સંબંધ હતો. જો આ ધણીનો સંબંધ ન હોત તો એને પાકીટ ન મળત ને બીજા કોઇનેજ મળત, હવે એક માણસ આંધળો અને લૂલો છે તથા અતિ દુઃખી છે. પૂર્વના કરેલા કર્મો શિવાય આટલુ દુઃખ તેને કેમ થાય ? એક માણસનો જન્મ બહુ સુખી ઘરે થાય છે, અને તેણે દુઃખને જોયુંજ નથી, હવે આ લૂલો આંધળો માણસ કે જે અન્નને માટે તરફડીઆ મારે છે તે તથા બીજો કે જેણે દુઃખ જોયુંજ નથી એ કર્મો શિવાય કેમ થઈ શકે છે; કર્મો શિવાય આમ સુખી દુઃખી થઈ શકાતું નથી; આથી એમ સિદ્ધ થાય છે કે કર્મના ફળ વખતો વખત મળતાંજ રહે છે. કેટલાક કર્મોનુ ફળ આપણને અહીંજ મળે છે અને કેટલાક કર્મનું ફળ બીજા જન્મમા મળે છે અને પૂર્વનાં કરેલા કર્મનુ ફળ તો આપણે હમણા ભોગવીએ છીએ”

રતનશી—“સ્વામીજી ! જાનવરો પશુ તથા પક્ષીઓ વિગેરે તો પોતાના કરેલા કર્મનું ફળ ભોગવે છે અને તેઓ અજ્ઞાન હોવાથી કાંઇ નવું કર્મ કરી શકતા નથી, તો પછી મનુષ્ય અવતાર કેમ પ્રાપ્ત થાય છે ? વળી આગળનાં કરેલાં કર્મો ન હોવાથી અહીં દુઃખી કે સુખીને ઘેર કેમ જન્મ પ્રાપ્ત થાય છે અને વળી શરીરમા પણ ખોડ ખાપણ કેમ થાય છે ?”

સ્વામીજી—“ભાઇ રતનશી ! ધારો કે એક માણસે દુષ્ટ કર્મ કર્યું તેથી તેને જન્મ ટીપની શિક્ષા થઇ. હવે તે

ટીપની શિક્ષા ખલાસ થતાં તેને જેલમાંથી બહાર કાઢવામા આવે છે એટલે તે છુટો થાય છે. તેણે છુટવા માટે કાંઈ કર્મ કર્યું નથી; પરંતુ તેની સજા ખતમ થવાથી તેને મુક્ત કરવામાં આવ્યો, તેવીજ રીતે જાનવરો તથા પશુ પક્ષીઓ વિગેરે તે તે અવતારમા કર્મોના ફળોની શિક્ષા ભોગવે છે તે કર્મોના ફળની શિક્ષા ભોગવી સજા પૂરી થવાથી તેને મનુષ્ય જન્મનો અવતાર મળે છે, હવે તેનાં આગળના જન્મોમા કરેલા ખરાબ કર્મોના ફળ તો તેણે ભોગવી લીધા પરતુ તેના આગળના જન્મમાં કાંઈક થોડા ઘણા સારા કર્મો કરેલ હોય છે તો તેનો સારે સુખી ઘરે જન્મ થાય છે અને જો મુદ્દલજ સારા કર્મો ન કરેલા હોય તો દુઃખી ને ઘેર જન્મ થાય છે તથા ખોડ ખાપણવાળો પણ થાય છે ધારો કે એક માણસે સારા કર્મો કર્યા તેમજ બુરા કર્મો પણ કર્યાં તેને સારા કર્મનું ફળ ભોગવવું પડે છે તેવીજ રીતે બુરા કર્મોનું ફળ પણ ભોગવવું પડે છે; એક માણસ રાજ્યમા નોકરી કરે છે તે રાજ્ય માટે સારૂ કામ કરે તો રાજા તરફથી તેને ઇનામ મળે છે અને તેણે ખાનગીમા લાચ વિગેરે લીધી હોય તેની જ્યારે ખબર પડે ત્યારે રાજ્ય તરફથી તેનેજ શિક્ષા થાય તે પણ ભો-ગવવી પડે છે. તેવીજ રીતે દરેક જણને તેનાં કરેલાં કર્મોનું ફળ ભોગવવુ પડે છે. કર્મદાતા દરેક જણને ક્યાં જન્મ આપવા તે તે જાણે છે.”

રતનશી—“ સ્વામીજી ! અમારા આદિ જન્મમાં અમને દુઃખ સુખ કેમ પ્રાપ્ત થયું હશે; કારણ કે આટલી વાત તો સાચી છે કે સૃષ્ટીની ઉત્પત્તિમા પણ કોઇ રાજા, કોઇ

નોકર, કોઈ શ્રીમંત, કોઈ ગરીબ વિગેરે હશે. શા કારણથી તે વખતે ઊંચા નીચા દરજ્જાના માણુસો થયા હશે?”

સ્વામીજી—“ ભાઈ રતનશી! રાજા તથા રંક એ એઉને કર્મો કરવા પડે છે જેવી રીતે રાજાને પ્રજાનું રક્ષણ કરવુ પડે છે તથા રંકને મહેનત કરી ધાન્ય વિગેરે પેદા કરવું પડે છે એટલે એકંદરે આ બેઉને કર્મો કરવા પડે છે. રાજા પાસે વધારે સંપત્તિ છે તો તેનામાં કોમળતાપણું પણુ વધારે છે. રંક પાસે વધારે પૈસા ન હોવાથી તેનામાં કોમળતા આવતી નથી, પણુ તેના શરીરમા સખતાઇ એટલે તેનું શરીર કામ કરવા માટે મજબુત હોય છે. આથી સિદ્ધ થાય છે કે દુખ તથા સુખ એ બેઉ સરખાજ છે. જો સુખ વધારે હોય તો કોમળતા તેનામા હોય છે ને જો દુઃખ હોય છે તો તેનામા સહન કરવાની શક્તિ હોય છે એટલે એ બેઉની લેવલ એટલે એ બેઉનું સમતોલપણુંજ છે. માણુસો ધારે કે રાજાને સુખ છે; પરતુ રાજાઓ તો એમ સમજે છે કે ગરીબ થવામાજ સુખ છે આગળના વખતમાં ઘણુા રાજાઓએ પોતાનું રાજ્ય મુકીને સંતોષ તથા ગરીબાઈને અંગીકાર કર્યાં છે અને ઘણુા માણુસો એવા છે કે જેઓ રાજા થવા ઇચ્છા કરે છે. ખરી રીતે તો રાજ્યપદમા સુખ નથી, તેમજ ગરીબાઈમા સુખ નથી. સુખ તો પોતામાજ છે. આ તો આપણી ખોટી ભાવના છે કે બીજાઓને આપણે સુખી માનિયે છીએ. પરમાત્માએ સૃષ્ટી પેદા કરી છે, પરંતુ બધાને સરખાજ બનાવે તો પછી સૃષ્ટીનો વ્યવહાર કેમ ચાલે. જો બધાને રાજા બનાવે તો પછી રાજ્ય કોના ઉપર કરે? જો બધાને શ્રીમંત બનાવે તો

પછી ધાન્ય વિગેરે અનેક ચીજો કોણ બનાવે? જો દરેકને સુતાર કે લુહાર બનાવે તો પછી લાકડા તથા લોઢાનું કામ કોણ કરે. જો બધા વણકરો થાય તો પછી લુગડાં લેનારા ક્યાંથી કાઢવા એટલે બધા જો એકજ વર્ગના માણસો થાય તો પછી કોઇ કોઇનું સાંભળે પણ નહિ ને સૃષ્ટીનો વ્યવહાર તદન અવ્યવસ્થિત થઈ જાય. પરમાત્માએ દુઃખ તથા સુખ તો બધાને એક સરખાં આપ્યા છે. આ એક સૃષ્ટીને વ્યવસ્થાપૂર્વક ચલાવવાનો રસ્તો છે. પછી જેવી જેના મનની ભાવના તે પ્રમાણે તે ભાવનાનુ ફળ ભોગવે છે, કારણ કે ભાવના એ કર્મ છે."

રતનશી—"સ્વામીજી! ભાવના એટલે શુ? ભાવનાનું પણ ફળ થાય છે ખરૂં? ભાવના જુઠી ને સાચી થાય છે કે?"

સ્વામીજી—"ભાઈ રતનશી! વિદ્વાનોએ ભાવનાની વ્યાખ્યા જુદી જુદી આપી છે. કોઈ ભાવનાને મનમાં પહેલાં તર્ક પેદા થાય તેને કહે છે. કોઈ વિશ્વાસને ભાવના કહે છે, કોઈ ભાવના એટલે લાગણી કહે છે, કોઈ કેમ કહે છે ને કોઇ કેમ કહે છે એટલે એના ઘણા અર્થો કરે છે; પણ ખરી રીતે તો ભાવનાનો અર્થ એમ થાય છે કે સાચી વાત પર વિશ્વાસ રાખવો તેનુંજ નામ ભાવના છે; પરંતુ વિશ્વાસ એ એવી બાબત છે કે જે બાબતપર વિશ્વાસ રાખે તેમાથી ફાયદો થાય છે, પરંતુ પરિપૂર્ણ સાચા વિશ્વાસથી પરિપૂર્ણ સાચો ફાયદો થાય છે. ખોટા વિશ્વાસથી તો ફક્ત પોતાના મનનેજ થોડા વખત માટે આનંદ આવે છે. આનંદ આવે છે એ તો વાત સાચીજ છે, એક

વખતે અકબર બાદશાહે પોતાના વજીર બીરબલને કહ્યું કે હે બીરબલ! પીર મોટા કે વિશ્વાસ મોટો? બીરબલે જવાબ આપ્યો કે વિશ્વાસ મોટો. આથી અકબરને ગુસ્સો ચઢવાથી તેણે બીરબલને શેહેર બહાર નીકળી જવાનું કહ્યુ. બીરબલ તરતજ શહેર બહાર નીકળી ગયો. બીરબલ તો પૂર્ણ શાંહણો હતો. તેણે એક મુવેલો ગધેડો પડયો હતો તેના ઉપર તેણે તરતજ સુંદર કબર ખાનગી રીતે ચણાવી લીધી અને ત્યા આગળ રોપા વગેરે રોપી જગ્યા સુંદર બનાવી ને ત્યાં આગળ પોતે મુજાવર બનીને રહ્યો અને આજુબાજુના સ્થળો તથા શેહેરમાં વાત ફેલાવી કે ટગ્યા પીર અત્રે પ્રકટ થયા છે અને આ પીર દુખીઆને સુખી કરે છે, માંદા-ઓને સાજા કરે છે તથા મનની ધારણા પૂરી કરે છે. ઘણાં માણસો ત્યા આવવા લાગ્યા અને ઘણાઓને ફાયદો પણ થયો. એક વખતે અકબર બાદશાહનો શાહજાદો બીમાર થયો તેથી અકબર બાદશાહ પણ ત્યા આગળ જીયારત કરવા પોતાના પુત્રને સાથે લઇને આવ્યા. શાહજાદો સાજો થઈ ગયો એટલે બાદશાહ માનતા ઉતારવા માટે ત્યાં ઘણા માણસોને સાથે લઇ આવ્યા. તે વખતે બીરબલ કે જે મુજાવર થઇ બેઠો હતો તેણે બાદશાહને કહ્યુ કે, બાદશાહ હજૂર! પીર બડા કે ઇમાન બડા? બાદશાહે ગુસ્સે થઈને કહ્યું કે બેવકુફ તું કોણ છે? બીરબલે જવાબ આપ્યો કે જનાબેઆલી બાદશાહ સલામત, હુ તેજ બીરબલ છુ. એટલે બાદશાહે કહ્યું કે બીરબલ તું આંધળો છે. શાહજાદો બીમાર હતો તે આ પીરની માનતા કરવાથી બચ્યો. જો પીરજ મોટા છે, ઈમાન મોટું નથી. એટલે બીરબલ હસ્યો

ને તરતજ કબર ખોદીને તેમાંથી ગધેડાનું માથું કાઢી બાદશાહને બતાવ્યું ને કહ્યુ બાદશાહ સલામત ! આ પીર છે કે ગધેડા છે. તમારો તો આના ઉપરજ વિશ્વાસ હતોને ? બાદશાહે આ વાત કબુલ કરી ને બીરબલને ભેટયો, ને કહ્યુ કે, હે બીરબલ ! શહેરમા ચાલ ને પાછો રોજ જેમ આગળ મારી પાસે આવતો હતો તે પ્રમાણે કર. હું તને કોઇ પણ રીતે મારાથી જુદો કરીશ નહિ. આ વાત ઉપરથી સિદ્ધ થાય છે કે વિશ્વાસ એટલે ભાવના એ મોટી વાત છે

ન્યુયોર્કના મોટા ડૉકટર મી. મીરેબીસને કહ્યું છે કે કોઇ પણ એવો કાયદો નથી કે જેથી તમે કોઈ પણ ફતેહમંદ નહિ થાઓ કે જ્યા સુધી તમે તે ચીજની ઉમેદ નહિ કરી હોય; માગણી કરી નહિ હોય અથવા ધારણા કરી નહિ હોય તમોને તે બાબત માટે પુર્ણ આતરિક શ્રદ્ધા હોવી જોઈએ, નહિ તો તે ચીજ તમોને નહિ મળે. વળી જ્યારે તમે તમારો વિશ્વાસ એટલે ભરોંસો કે શ્રદ્ધા ગુમાવો છો ત્યારે તમે તમારૂંજ નુકસાન કરો છો. તમારો તમારામાંથીજ ભરોસો ડગાવે એવા કોઇ પણ જણ કે કમનસીબીને તમારી પાસે કદી પણ આવવા દેતા નહિ. તમારી મિલ્કત જાય, તમારી તંદુરસ્તી જાય, તમારો માન મરતબો જાય પણ તમે તમારો ભરોંસો કે શ્રદ્ધા ગુમાવતા નહિ.

ભાઇ રતનશી ! ભાવના એ દુનિયામાં મોટામા મોટી શકિત છે. સારી ભાવનાથી માણસને બહુ ફાયદો થાય છે ને ખરાબ ભાવનાથી માણસને બહુ નુકસાની થાય છે. ડૉકટર બુકે કહ્યુ છે કે, હું બોસ્ટન શેહેરમાંની હોસ્પીટાલમાં

બે ડૉકટરો કે જેને હું ઓળખું છું તે જણાવે છે કે એક ડૉકટર તો બહુ રમુજી એટલે હમેશાં માંદા માણસોને હસાવનારો હતો, તે જ્યારે માંદા માણસ પાસે જતો તે વખતે તેમની સામે હસતો, તેમને હસાવતો, રમુજી વાર્તાઓ કરી તેમને પણ ખુબ હસાવતો, જેને ઘેર જતો તેના ઘરનું વાતાવરણ પણ હસવાથી બદલી જતું અને તે માંદો માણસ જલદીથી સાજો થઇ જતો. અને બીજો ડૉકટર મજાજી કડક સ્વભાવનો ઘણુ થોડો બોલનારો હતો તે તેણે એક માંદા માણસને જોયો. તે માંદો માણસ તેને બરાબર ઠીક જોવામા ન આવતા તેણે તરતજ કહી દીધુ કે તું સખ્ત બીમાર છે. બિચારો માંદો માણસ મરી ગયો, જ્યારે પેલા ડૉકટર પાસે જે સખ્ત માંદો માણસ હતો તે સાજો થઈ ગયો. ભાવના એવી ચીજ છે કે જેવી ભાવના રાખો તેવુ ફળ આપે છે આપણા મગજમા નાની કોટડીઓમા પણ ભાવનાની જે અસર થાય છે તે આપણા શરીરને પણ ફેરવી નાખે છે. એક હોટલમા એક માણસ કૉલેરાથી મરી ગયો ત્યા બીજો માંદો માણસ આવ્યો તેને અહીં એક માણસ કૉલેરાથી મરી ગયો છે તેવી ખબર ન હોવાથી તે ત્યા રહ્યો તેણે આનદથી નિદ્રામા રાત્રી ગુજારી. તેને કૉલેરા વિગેરેની કાઇ પણ ઈજા ન થઇ અને ત્યાથી તે ચાલ્યો ગયો વળી તેજ જગ્યામા એક મજબુત માણસ રહેવા આવ્યો તેને એક જણે કહ્યું કે, આ જગ્યામા કૉલેરાથી એક જણ મરી ગયો છે. તેને આખી રાત્રી નિદ્રા ન આવી ને કૉલેરાની ભાવના તેના મગજમા બેસી ગઇ જેથી બીજે દિવસે સવારમાં તેને કૉલેરાનું દર્દ લાગુ પડયુ ને તે દર્દથી તે મરણ

પામ્યો. ભાવના ભાવનાને પેદા કરે છે. નેપોલીયને કહ્યું છે કે ભાવના એ મગજની તાકત છે. બીજી બધી સત્તાઓને તે બેવડી ત્રેવડી તાકત આપે છે, બધી મગજની તાકતને ભાવના રસ્તે ચડાવે નહિ ત્યાં સુધી થોસે છે. આ ઉપરથી સતોએ સાચી ભાવનાનેજ ઉત્તમ માની છે અને તેનેજ પ્રેમ કહે છે. ભાઇ રતનશી ! ભાવનાના સંબંધમા હજુ કાઇક વધારે કહેવા માગું છુ.

ભાઇ રતનશી ! જ્યારે પશુઓ પણ ભાવનાથી જીતે છે, અરે ઘોડાઓ પણ ભાવનાથી જીત મેળવે છે ત્યારે માણસો ભાવનાથી કેમ ફતેમદ નહિ થાય હવે હું તમને સારી રીતે સમજાવું છુ કે સાચી ભાવનાથી સાચોજ ફાયદો થાય છે એટલે જે ભાવના ઉપરજ બરાબર રહે છે તેને પૂર્ણ મન માનતી રીતે ફાયદો થાય છે, અને થોડી ભાવનાવાળાને થોડોજ ફાયદો થાય છે, આ બાબત ઉપર અમેરિકાના ડૉકટર બુકે સારૂં અજવાળું પાડયું છે.

તમારી ભાવના પ્રમાણે તમોને ફળ મળશે. આપણી જીદગીમા આપણે જે જે મેળવીએ છીએ તેનુ મોટામા મોટુ માપ આપણી ભાવના છે, થોડી ભાવનાવાળાને થોડુ મળે છે, મોટી ભાવનાવાળાને વધારે મળે છે. આથી સમજાય છે કે સપૂર્ણ ભાવનાની જરૂર છે, જેને વધારે જોઇતું હોય તેણે ભાવના પણ મોટી રાખવી જોઇએ. જ્યાં સુધી ભાવના મનમાં બરાબર નહિ હોય ત્યા સુધી તે ભાવના પક્કી કહેવાય નહિ.

આ ઉપરની બધી વાતોથી તમારી જાણમા આવ્યું હશે કે ભાવનાનો અર્થ શ્રદ્ધા થાય છે અને ભાવના ખોટી

તેમજ ખરી પણ થઇ શકે છે; પરંતુ ભાવનાથી પોતાના કર્મ પ્રમાણે એટલે ક્રિયા પ્રમાણે ફાયદો થાય છે."

રતનશી—સ્વામીજી ! પરમેશ્વરે જગત કેવી રીતે પેદા કર્યું છે તે કૃપા કરી સમજાવો."

સ્વામીજી—"ભાઈ રતનશી ! તમે મોરજર સરખા નાના ગામડામા બેસીને એટલુંજ સમજો છો કે પરમેશ્વરે આજ દુનિયા પેદા કરી છે ? આ પૃથ્વી જેવી તો ઘણી પૃથ્વીઓ પરમેશ્વરે પેદા કરી છે. અમેરિકાના "Astrologer" જ્યોતિષશાસ્ત્રી મી. બોમ સાબિત કરી આપે છે કે જ્યુપીટર નામનો તારો કે જેને ગુરૂ અથવા બૃહસ્પતી નામનો તારો કહીએ છીએ તેમાં આપણા જેવાજ માણસો વસે છે અને તેઓમા પણ ઘણા વિદ્વાનો છે. આથી સિદ્ધ થાય છે કે પરમેશ્વરે આજ જગત પેદા કર્યું નથી; પણ તેવાં અનેક જગત પોતાની શક્તિથી પેદા કર્યાં છે, સ તો એ રચનાની ઉત્પત્તિ આ પ્રમાણે વર્ણન કરી શકે છે, પહેલાં શક્તિ હતી કે જેમા માયા હતી, શક્તિ તથા માયા એ બેઉએ ભેગા મળીને જળ પેદા કર્યું, જળ તથા માયાના મિશ્રણથી ઝાડ પેદા થયાં. ઝાડમાથી જીવડા પેદા થયા. જીવડામાથી પેટે ચાલનારા જીવો પેદા થયા. પેટે ચાલનારાઓમાથી પશુઓ તથા પક્ષીઓ પેદા થયા. તેમાથી એક જાતનાં વગર પુછડાના વાદરા પેદા થયા, અને વાદરાઓમાથી માણસ પેદા થયાં. એવી રીતે જગતની ઉત્પત્તિ થઈ. આથી સમજાય છે કે માણસો અનતકાળથી નથી, પણ પાછળથી પરમેશ્વરે પેદા કર્યાં છે. કારણ કે ઇતિહાસથી

માલમ પડે છે કે ત્રણ ચાર હજાર વર્ષ પહેલાં માણુસોનો કોઈ ઈતિહાસ નથી. કલમ તથા કાગળો પણ પહેલાં પાંચસો પચાસ વર્ષ પહેલાં ન હતા. જો સૃષ્ટિ અનાદિ છે, તો પછી અમને જરૂર એકાદ લાખ વરષનો ઈતિહાસ લખાયલો મળત. આથી કુદરતમાં દ્રશ્ય પદાર્થો જોઈએ છીએ ત્યારે બધી નવી ચીજો જણાય છે. મેજ ખુરશી ખાટલા વિગેરે ઘરની વ્યહવારિક ચીજો પણ ચારસો પાચસો વરષની અંદર થયેલી છે, પણ તેથી પહેલા ન હતી. આથી સમજાય છે કે માણુસોનો સુધારો બહુ થોડા વખતમા થયો છે, હવે વિચારવા જેવી વાત છે કે જો દુનિયા અનાદિ છે, તો સુધારો હમણાજ કેમ થાય; આગળથીજ સુધરેલા હોવા જોઈએ. બોટનીવાળા એટલે વનસ્પતી–શાસ્ત્રની વિદ્યા જાણુનાર ફળ જોઈને વૃક્ષની ઉમર પણ કહી દે છે, તેવી રીતે રચનાને જાણુનાર રચનાનો સુધારો જોઈને રચનાની પણ ઉત્પત્તિ કહી શકે છે. જ્યારે શાહી કાગળ વિગેરે ચીજો હમણાજ થઈ છે ત્યારે દુનિયા પણ અનાદિથી એમ સિદ્ધ થાય છે. ભાઈ રતનશી ! આ તત્વો ક્યાં હતા તે માટે સાયન્સમાં સારી રીતે સાબિતી આપેલી છે; તત્વો અનાદિ ખરા, પણ તેનો આકાર પાછળથી થયેલો છે અને હવે પોતાના આકારમા વૃદ્ધિ થતી જાય છે, જેવી રીતે પાણીને પહેલા ફક્ત એકજ તત્વ કહેતા હતા; પરંતુ આજકાલ ઑકસીજન તથા હાઇડ્રોજનની મેળવણીરૂપી બે તત્વો તેમાથી શોધી કહાડયાં છે. હવે તમે વિચાર કરી જુઓ કે, ઑકસીજન તથા હાઇડ્રોજનથી પાણી થાય છે. તેની તાત્વિક શોધ હમણાજ થઈ છે ને સંતો કહે છે

કે સૂક્ષ્મમાયા તો પહેલાથીજ હતી, પરંતુ વિદ્વાનોએ તેનો સારી રીતે આકાર કરીને દુનિયાને બતાવી દીધો અને હમણા પણ રોજ રોજ તેમાંથી ઘણા ઘણા સુધારા કરે છે. હવે તમે કહેશો કે અમારા વેદોમા આ સુધારો લખેલો નથી તેથી અમે નહિ માનિયે, તો તમે જુઓ કે વાયરલેશ વાયર સબમરીન, એરોપ્લેન, આગગાડી, આગબોટ વિગેરે બધી નવા સુધારાની બાબતો છે, થયેલી છે તેને જુઓ, આ તો તમારા વેદોમા પણ નથી, છતા તમે આગગાડી તથા આગબોટોમાં ચડો છો તથા તાર વિગેરે પણ કરો છો. આ દેખાતી પ્રત્યક્ષ છે તેથી તમારી આંખે તમે જુઓ તેના માટે બીજો પૂરાવો આપવાની કાંઈ જરૂર નથી. હવે હમણા જે શોધો થઈ છે અને તેથી અમે આનદ ભોગવીએ છિયે. જો દુનિયાં નહિ થઇ હોત તો શોધો પણ નહિ થઈ હોત ને તેનો આનદ પણ અમને નહિ મળત. કોઈ પણ માણુસ કહે કે આનંદ થવાની શું જરૂર છે, તો તે માણુસ ગાંડો છે એમજ કહેવાય. દરેક જીવ એટલે પશુ પક્ષી માણુસ એટલે કીડીથી કરી મોટામા મોટા જે દેખાય છે તે સર્વ આનંદને ચહાય છે એટલે દુનિયામાંના સર્વે જીવને સુખ થવા માટે આનદની જરૂર છે."

રતનશી—"સ્વામીજી ! મૂર્તિપૂજા કરવામા પુન્ય છે કે પાપ ?"

સ્વામીજી—"ભાઈ રતનશી ! મૂર્તિપૂજા કરવાથી પાપ પણ થાય છે અને પુન્ય પણ થાય છે, ખરી વાત તો એમ છે કે મૂર્તિપૂજા કરવા બાબતની પૂરતી હકીકત

કોઈ સમજ્યો હોય એમ જણાતું નથી. આજકાલના સનાતન ધર્મવાળા તથા આર્યસમાજ મૂર્તિપૂજા બાબતમાં ઘણી વખતે અથડા અથડીમા આવી ગયા છે; પરંતુ ખરી રીતે આ બેઉ એ વાતને પૂરી રીતે સમજી શકયા નથી પરંતુ ઉલટેજ માર્ગે દોરાયા છે. ધારો કે એક અમારો અતિપ્રિય કેવળ દોસ્ત છે અને તેની છબી એટલે ફોટો આપણી પાસે છે. કોઈ આવી કરી આ છબીને તોડી ફોડી ટુકડા કરી નાંખે છે અને તેની બેઈજતી કરે છે એટલે પગથી મારે છે અને ગટરમા ફેંકી દે છે તો તેથી આપણા દિલને કેટલો ખેદ થશે ! મનમા ક્રોધ વિગેરે પેદા થશે અને આપણને જીવમા એટલી બળતરા થશે કે આપણું શરીર પણ બગડી જશે. આવી રીતે કોઈને ક્રોધી બનાવવો તથા કોઈના જીવને બળતરા કરાવવી તથા કોઈને રોગી કરવો એ શુ પાપ નથી ? આ તો ખુલ્લી રીતે પાપજ છે. વળી અમારા મનમા મૂર્તિની જે ભાવના છે તે ભાવનાજ અમને ફળદાતા છે અને ભાવના ફાયદો કરનારી છે આ વાત તો મોટા મોટા વિદ્વાનો પણ કહે છે. આજકાલ અમેરિકાના મોટા મોટા વિદ્વાનો ભાવનાથી જે લાભ મેળવે છે તે વાત હવે કોઈથી પણ અજાણી નથી. આગલના જમાનામા આપણા હિંદુસ્તાનમા જે જે તત્વજ્ઞાનીઓ થઈ ગયા છે તેઓ પોતાના મનને સંયમ કરવા માટે મૂર્તિનું ધ્યાન ધરતા હતા અને તેથી તેઓના મનનું સયમ થતું હતુ. એ વાત જરા પણ ખોટી નથી અને એવી રીતે તેઓની વૃત્તિ એકાગ્ર થતી હતી. એકાગ્રવૃત્તિ કરવાની ઘણી રીતો છે કે જેમાથી આ પણ એક છે; પરતુ મૂર્તિ

તે મૂર્તિજ સમજવી જોઇએ. ખરી રીતે તે પરમેશ્વર નથી. જેવી રીતે આપણા દોસ્તની છબી હોય તે તો ફક્ત છબીજ છે. ખરી રીતે છબી તે પોતે દોસ્ત નથી; પરંતુ દોસ્તની છબી છે. તેવી રીતે મૂર્તિ છે; પરંતુ આજકાલનાં માણુસો ભ્રમણામા પડી આ વાત ભૂલી ગયા છે ને મૂર્તિનેજ ખરી માની બેઠા છે. એવી રીતે તેઓ ખોટી ભ્રમણામાં પડી ગયા છે અને ઇશ્વરનું ખરી રીતે ધ્યાન કરવાનું ભૂલી ગયા છે. નિર્ગુણ પરમાત્માનું કોઇ સ્વરૂપ નથી, કારણ કે પરમેશ્વર નિરાકાર છે, ખરી રીતે સંતો તથા મહાત્મા-ઓની મૂર્તિઓ હોય છે પરંતુ મૂર્તિને મૂર્તિજ માનવી તેમાં દોષ નથી, પણ ફાયદોજ છે. કારણકે મૂર્તિને જોતાંજ જેની મૂર્તિ હોય છે, તેના ગુણનું સ્મરણ થઈ આવે છે. મહાત્માની મૂર્તિ જોતાજ તે મહાત્માના ગુણનું સ્મરણ થઈ આવતા જોનારને ફાયદો કરે છે; પણ આજકાલના વખતમાં લેભાગુ રોજગારીઓ ખરી ખોટી મૂર્તિઓ બનાવી દુનિયાને ઠગીને પોતાના રોજગાર ચાલુ રાખે છે. એવા મૂર્તિવાળાઓની બધા સંતોએ નિંદા કરી છે. કૃષ્ણ મહારાજે પણ ગીતાજીમા કહ્યુ છે કેં. नदेवो विद्यते काष्टे नपाषाणे नमृन्मये भावोहि विद्यते देवो तस्माद्भावोहि कारणम् કાષ્ટ એટલે લાકડામાં કે પાષાણ એટલે પથરામા તથા માટીમા પરમેશ્વર નથી, પરંતુ આપણી ભાવનામાજ પરમેશ્વર છે, તેથી કરીને ભાવના એજ કારણ છે. વળી મહાત્મા શ્રીકૃષ્ણની ખરી છબી એટલે જે વખતે તેઓ હતા, તે વખતની કોણે ઉતારીને રાખી છે, કોઈએ ઉતારી નથી અને પાછળથી આપણી પાસે જે છબીઓ બતાવ-

વામાં આવે છે તે તો પોતાની મરજી પ્રમાણે ચિત્રી લાવે છે. દાખલા તરીકે આજકાલ જે છત્રીઓ વાપરવામા આવે છે તેવી છત્રીઓની શોધ તો ચારસો એકત્રીશ વર્ષ થયા થયો છે, ત્યારે આજકાલના શ્રીકૃષ્ણના ફોટામાં આવી છત્રીઓ પણ બતાવવામા આવે છે, તો તે ઉપરથી સિદ્ધ થાય છે કે એવી રીતે વખત પ્રમાણે માણસો છબીઓ ચિત્રી કાઢે છે. શ્રીકૃષ્ણ મહારાજના વખતમા તો છત્રીઓનું નામ નિસાન પણ નહોતું વળી આગળના વખતમા કોઈની છબી નહોતી તે લેવાનું કામ તો બસો વર્ષ થયા શોધવામા આવ્યું છે અને પહેલા ફોટો તો હાથ ચિત્રામણથી છબીઓ ચિતરવામા આવતી હતી; પરંતુ અસલના વખતની તો છબીજ ન મળે. તેમજ હાથની છબીઓ એટલે હાથ ચિત્રામણ પણ પાંચસો છસો વર્ષથી થાય છે. વળી બુદ્ધ ધર્મ દાખલ થતા માણસના આકાર પ્રમાણે મૂર્તિઓ બનાવવામાં આવતી હતી, તેને લગભગ બેથી અઢી હજાર વર્ષ થયાં હશે. મૂર્તિ કરનાર પોતાની મનોભાવના પ્રમાણે મૂર્તિઓ બનાવતા હતા, માણસની મૂર્તિ કોઇ પાંચ હાથની, તો કોઇ આઠ હાથની એવી રીતે બનાવતા હતા. એવાં આઠ હાથની ઉંચાઇવાળાં માણસો કોઇ પણ વખતે પેદા થયા હોય તો તે કોઈ ઇતિહાસમાં લખાયેલ નથી. આ બધું રોજગારીઓએ પોતાના માટે દ્રવ્ય પેદા કરવા માટે ધંધો કર્યો હતો. આથી મૂર્તિને મૂર્તિ રીતે સમજવી જોઇએ ને મૂર્ત પરમેશ્વરજ છે એમ માનનારા પાપ કરે છે. પોતાના ગુરૂની છબી લઇ ગુરૂનું ધ્યાન ધરવું જોઇએ, કારણ કે ગુરૂ હાજર નહોય તો મનને એકાગ્ર કરવા માટે આ સહેલો ઉપાય

છે તેથી ગુરૂનું ધ્યાન ધરવું જોઇએ, પરંતુ ગુરૂની છબીને ગુરૂ તરીકે સમજવુ ન જોઇએ, કારણકે તે તો ખાલી છબીજ છે."

રતનશી—"સ્વામીજી! આગળના વખતમાં નરસિંહ મહેતો તથા મીરાંબાઈ અને અન્ય સંતો ઇશ્વરની ભક્તિ કરીને ઉદ્ધાર પામ્યા છે; અમે તો રોજ ભક્તિ કરીએ છીએ પરંતુ હજી સુધી અમારો ઉદ્ધાર થયો નથી ત્યારે તે લોકોએ કેવી રીતે ભક્તિ કરી હશે ?"

સ્વામીજી—" ભાઇ રતનશી ! પહેલા ભકિત એ શું તે સમજવુ જોઇએ. ભક્તિની વ્યાખ્યા આ પ્રમાણે સંતો કરી ગયા છે કે, ઇશ્વરની સેવા-પૂજા કરવી તેનુ નામ ભકિત છે. સેવા નવ પ્રકારની છે. श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् अर्चनं वंदनंदास्यं सख्यं आत्म निवेदनम् શ્રવણ કરવુ, કીર્ત્તન કરવુ, વંદન એટલે પગે પડવુ, દાસ ભાવ રાખી કામ કરવું, સખ્ય ભાવ એટલે મિત્ર ભાવ રાખવો અને આત્મનિવેદન કરવુ. એ પ્રમાણે નવ પ્રકારની ભક્તિ છે. એ પ્રમાણે સેવકોએ નવ પ્રકારથી ભકિત કરવી જોઇએ. આ નવ પ્રકારની ભકિત નિર્ગુણ નિરાકાર સાથે થઇ શકતી નથી; કારણ કે તે નિરાકાર એટલે તેનું સ્વરૂપ નથી તો પછી તેની સાથે કેવી રીતે પ્રેમ થઈ શકે. આ ભકિત સાકારની થઈ શકે. સાકારનો અર્થ એ છે કે, જે પુરૂષ જેની સુરતા માયા તથા દુનિયાના વ્યવહારથી દૂર થઈ કેવળ ઇશ્વરમા લીન છે અને ઇશ્વરમય બની ગઈ છે, જેવી રીતે એક ભમરીના મિલાપથી લીલી ગાઇર ભમરી થઇ જાય છે તેવીજ રીતે જે ઇશ્વરમાં લીન

થાય છે તે ઇશ્વરી સ્વરૂપજ થઈ જાય છે. એવા ઇશ્વરી સ્વરૂપ મય હોય તેની ભક્તિ કરવી એમ દરેક શાસ્ત્રો કહે છે."

રતનશી—"સ્વામીજી ! ભકિત કરવાની શુ જરૂર છે ? એવા ઇશ્વરમા લીન થઈ ગયેલા સંતગુરૂને ભકિતની કાંઈ જરૂર છે કે ?"

સ્વામીજી—"ભાઇ રતનશી ! ભકિત કરવાની જેટલી જરૂર છે તેટલી તો બીજા કશાની જરૂર નથી. જો તમારૂં ચિત્ત ભકિત સેવામાં હશે તો તમારૂં ચિત્ત પવિત્રજ હશે કારણ કે ચિત્તનુ સ્થાન ત્રીજા તલની ઉપર છે જેનું સ્થાન ઉપર હશે તે તો નીચેના સ્થાનોમા બેસશેજ નહિ. જેવી રીતે જે કોઈ મહેલાતમા રહેતો હશે તે નાના ઝુપડામાં રહેવાની ઇચ્છા નહિ કરે તે તો ઉપરજ રહેશે. ચિત્ત એવી વસ્તુ છે કે જ્યા તે લાગી જાય ત્યા અસર કરે છે અને ત્યા તેનું ધામ થઈ રહે છે. વળી પ્રેમ વધારવાનો રસ્તો તો ફકત ભકિતજ છે, કારણ કે આખો દહાડો ગુરૂની સેવા કરવી ને પ્રેમ વધારવાથી ચિત્તમા કોઈ પણ વખતે હલકો કે ખરાબ વિચાર થશે નહિ, કારણ કે તેનુ ચિત્ત તો ફકત સેવા તથા ગુરૂના પ્રેમમાંજ હશે ચિત્તને ખરાબ વિચાર કરવાની તક મળતીજ નથી જેટલી વધારે સેવા કરશે તેટલોજ તે ખરાબ વિચારથી દૂર રહેશે."

રતનશી—"સ્વામીજી ! વૈરાગ્ય એટલે શુ અને વૈરાગ્યથી શુ ફાયદો થાય છે, આજકાલ તો ઘરબાર મુકીને બાવા થઈ જગલમા રહે છે તેનેજ વૈરાગ્ય કહે છે અને દુનિયાના બધાં માણસો ઘર તજી જંગલમા જાય, તો પછી

જંગલમાં વસ્તી થઇ જાય ને દુનિયાનો વ્યહવાર અટકી પડે ત્યારે કૃપા કરી સમજાવો કે વૈરાગ્ય કોને કહેવો ?"

સ્વામીજી—"ભાઈ રતનશી ! મન દુનિયાની ચીજો-માથી ઉદાસ થઈ જાય છે, તેનું નામ વૈરાગ્ય છે, જે માણુસ દુનિયાની ચીજોથી ખુશી નથી થતો અને ફકત પ્રભુને શોધવામાંજ આનંદ માને છે તે વરાગી છે. વૈરાગ્ય શબ્દનો અર્થ એ થાય છે કે નાશવાન ચીજોને મુકીને અવિનાશી વસ્તુને શોધવી તેનું નામ વૈરાગ્ય છે, પરતુ જે માણુસ જંગલમા ભાગી જાય છે તે તો કાયર છે, ખરો માણુસ તો તેજ છે કે દુનિયામા રહી પોતાના મનને દુનિયાની ચીજો પર અભાવ લાવે તેજ શૂરો છે. એક નામર્દ કહે કે મને કામ પેદા થતો નથી તો તેને કહીશું કે તુ બેવકુફ છે, કારણુ કે તારામા કામ-શકિતજ નથી તો કામ-શકિત વગર તારાથી શુ થવાનું હતુ. જેને હાથ ન હોય ને કહે કે હુ કોઈની સાથે લડાઈ કરતો નથી, તો તેમા તેની કાંઈ વડાઈ નથી; કારણુ કે તેને હાથ જ નથી મર્દ તો તેજ છે કે જેનામા કામ કરવાની પૂર્ણુ શકિત હોવા છતા કામમા ફસાતો નથી અને હાથ પગ મજબુત હોવા છતા લડતો નથી તેજ ખરો મર્દ છે. તેવીજ રીતે જે માણુસ દુનિયામાથી ભાગીને જંગલમાં જાય છે ને કહે કે દુનિયાની મોજમજા માણુતો નથી. પરંતુ જંગલમાં દુનિયાની મોજમજા કયાં છે કે તે માણે ? બાકી તેનું મન કે જે તેની પાસેજ છે તે જંગલમાં હોવા છતા તેને મુકતું નથી અને ત્યા તેને વધારે સતાવે છે. એક વખતે વિશ્વામિત્ર ઋષિ જંગલમા રાજપાટ મુકીને

તપશ્ચર્યા કરતા હતા તે પણ સ્ત્રીની મોહજાળમા ફસાઈ ગયા ને તપશ્ચર્યાને બાજુપર મુકી દીધી; કારણ કે પૂરી રીતે મનને તો માર્યુંજ નહોતું. પોતાના દેહનેજ જંગલમા લઈ ગયા તેથી શું થયું ? ચાહે તો જંગલમાં હોય કે શેહેરમા હોય; પરંતુ મન તો વખત આવ્યે પોતાનું કામ કરે છે. આથી ખરી રીતે મનને દુનિયામાથી ઉદાસ રાખવું તેનેજ સતો વૈરાગ્ય કહે છે. ગુરૂ નાનક સાહેબ કહી ગયા છે કે:—

ગૃહસ્થમેં જો રહેવે ઉદાસ, કહોં નાનકમેં ઉનકા દાસ.

વૈરાગ્ય એ તો દુનિયામા રહીને દુનિયાની બાબતોથી ઉદાસ રહેવું તેનું નામજ વૈરાગ્ય છે. આજકાલના વખતમાં ભારતવર્ષ અંદર વૈરાગીઓને ઘેર હાથી ઘોડા બગલા વિગેરે છે તેમની જાગીરો છે ત્યાં તેઓ ગાદી ઉપર બેસે છે અને તેઓ દુનિયાની ઉપાધી બીજાઓ કરતા વધારે ધામધુમથી કરે છે. ગૃહસ્થને તો ફક્ત એકજ સ્ત્રી હોય છે ત્યારે તેમની પાસે તો સ્ત્રીઓનો ત્રોટોજ નથી. આ લોકો નામ તો વૈરાગીનું ધારણ કરે છે પરંતુ તેઓ સસારમા વધારે દબાઈ ગયા છે. અહા ! ભારત માતા ! જ્યારે હિંદુસ્તાનની એવી સ્થિતિ છે તો તું માતા હોવાથી તારી આખોમાથી લોહીનાં આસુઓ કેમ ન આવે ! જો તને નહિ આવે તો કોની આંખમાથી આવશે !!! અફ્શોસ ? સદ હજાર અફશોસ અમારા ધર્મની અદર પણ કાળરૂપી સેતાન બહુ પોતાનું નીચ કામ કર્યે જાય છે અને હિંદુસ્તાનને એવી હાલતમા મુકી દીધું છે કે જેથી સાચો ધર્મ લોપ થઈ ગયો છે.

અમારા સંતો કૃપાનિધિઓ તમે પ્રકટ થઈ કાળરૂપી દુષ્ટ સેતાનને મારીને અમને પ્રકાશ આપો."

**રતનશી**—"સ્વામીજી! માયા શું છે? માયાથી માણુસ મગરૂર કેમ થઈ શકે છે? વેદાંતીઓ કહે છે કે માયાજ નથી ત્યારે આ વાતનો કૃપા કરી નિર્ણય કરી સંભળાવો?"

**સ્વામીજી**—"ભાઇ રતનશી! રસાયણ શાસ્ત્રીઓએ આજ સુધી તપાસ કરીને નિર્ણય કર્યો છે કે જુદા જુદા પરમાણુઓ એકત્ર થાય છે તેનું નામ માયા છે. હવે પરમાણુ શું છે તે હું તમને સમજાવું છું. જે માયાની ચીજનો ભાગ થઈ ન શકે તેનું નામ પરમાણુ છે. આ બાબતમા તે કુદરતની બાબતને જેટલે સુધી જાણે છે તેટલે સુધી તો સાચોજ છે. ખ્યાલ કરો કે સોનાના બારીક તારના લાખો ટુકડા કરી શકો છો. એવો એક ટુકડો જે બહુ મહેનતથી જોઈ શકાય છે, તેમા પણ લાખો પરમાણુઓ છે આથી સમજાય છે કે જે પરમાણુ નજરથી જોવાતું નથી ને તેના ટુકડા પણ થઇ શકતા નથી. તેનુંજ નામ પરમાણુ છે, આજ પરમાણુઓ જ્યારે સ્થૂળ એટલે એકત્ર થાય છે ત્યારેજ તે માયા કહેવાય છે. આ માયા સ્થૂલ છે. આપણને જે જે ચીજ જોવામાં આવે છે તે માયા છે. આ માયાને વેદાંતીઓ નથી માનતા. તેઓ કહે છે કે આ તમારા નેત્રનો દોષ છે; જેવી રીતે સ્વપનામા કોઇ અમીર સરદાર બની જાય અને ત્યા અમીરી કામ કરે, પરંતુ જ્યારે સ્વપનુ ઉડી જાય ત્યારે તો તે જેવો ગરીબ હતો તેવોજ ગરીબ રહે છે, તેવી રીતે વેદાંતીઓ જગતને મિથ્યા સ્વપ્ન-

વત્ સમજે છે. પોતાનેજ બ્રહ્મ માને છે તથા સર્વેને બ્રહ્મ કહે છે અને બ્રહ્મ વગર બીજું કાંઇ નથી એમ કહે છે. જ્ઞાનની નજરથી જુઓ કે આપણી જાગ્રત અવસ્થામા જે ચીજ સ્પર્શમાં આવે છે અને જેનો ઉપયોગ થાય છે તે સત્ય છે; કારણકે દુનિયામા સત્ય અને અસત્ય છે એટલે એપણું તો છે. હવે જ્યાં સુધી માણસના શરીરમાં પ્રાણ છે ત્યા સુધી તે સત્ય તથા અસત્ય પ્રમાણે વર્તે છે. હવે વર્તે છે છતા કહે છે કે મિથ્યા છે તો તેની વાત પણ મિથ્યા છે, કારણ કે જે ચીજ આપણે નજરથી જોઈએ છીએ તે મિથ્યા એ કેમ કહેવાય ? કોઇ માણસ માંદો પડે ત્યારે તે શા કારણથી બુમો પાડે છે અને શા માટે રડે છે, કારણકે માયા તો નથીજ અને જો માયા નથી તો પછી દુઃખ તથા સુખ શાનુ, પરતુ શરીર છે ત્યા સુધી તો સુખ તથા દુઃખ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે માયા છે તેમા તો કોઇ જાતનો શકજ નથી. માયાથી માણસો દૂર થઈ શકે છે કે નહિ તે જોવાનું છે, કારણકે જંગલમા પણ માયા ને શેહેરમા પણ માયા પૃથ્વીપર પણ માયા ને આકાશમા પણ માયાએ ચારે તરફથી ઘેરો ઘાલ્યો છે માયાથી ભાગીને માણસ જયા જાય છે ત્યા તો માયા પહેલીજ હાજર છે, પરતુ માયા ઉત્પન્ન થયેથી હરેક ચીજ ઉપર પોતાનુ ધ્યાન નહિ લગાડવુ તેજ શૂરાઓનું કામ છે. માયાથી કામ તો લેવુ, પરતુ મોહ ન રાખવો ને માયામા લપટાઇ ન જવુ તેજ શૂરાનું કામ છે. રકાબીમાં મધ પડયું હોય તેમા ઘણી માખીઓ આવીને મધમા ફસાઇને ઠરી જાય છે, પરતુ જે માખી Instinctive એટલે

પશુ પૂરી બુદ્ધિવાળી છે તે મધને ખાય છે ને ઉડી પણુ જાય છે, તેવીજ રીતે માયામાં વરતીને એટલે માયાનો ઉપયોગ પણુ કરે છે, પરતુ પોતાનું ચિત્ત તો ઇશ્વરમાંજ લીન રાખે છે, તેનુજ નામ માયાથી રહિત થવું એમ કહેવાય છે. બધા સંતોએ માયાનું જે વર્ણુન કર્યું છે તે સાભળો. કબીર સાયેબ કહે છે કે—

માયા તો ઠગની ભઇ, ઠગત ફિરે સબ દેશ,
જા ઠગને ઠગની ઠગા, તા ઠગકો આદેશ. ૧
માયા છાયા એકસી, બિરલા જાને કોય;
ભગ તાકે પાછે લગે, સનમુખ ભાગે સોય. ૨
કબીર માયા પાપિની, માગે મિલે ન હાથ,
મનો ઉતારી જુઠકર, લાગી ડોલે સાથ. ૩
મોટી માયા સબ તજે, ઝીની તજી ન જાય,
પીર પૈગમ્બર ઓલિયા, ઝીની સબકો ખાય. ૪
ઝીની માયા જિન તજી, મોટી ગઈ બિલાય,
ઐસે જનકે નિકટસેં, સબ દુખ ગયો હિરાય ૫
કબીર માયા જાત હય, સુનો શબ્દ નિજ મોર,
સખિયોકે ઘર સાધજન, શૂરમાકે ઘર ચોર. ૬
કબીર માયા સૂમકી, દેખનહિકા લાડ,
જો વામે કૌડી ઘટે, સાંઈ તોડે હાડ. ૭
કબીર માયા રૂંખડી, દો ફલકી દાતાર,
ખાવત ખરચત મુકત ગયે, સચન નર્ક દુવાર. ૮
ખાન ખરચન બહુ અંતરા, મનમેં દેખ બિચાર;
× × × × ૯

આશઆશ જગ ફંદિયા, રહે ઉર્ધ લિપટાય,
ગુરૂ આશા પૂરન કરૈં, સકલ આશ મિટ જાય. ૧૦
કબીર જોગી જગતગુરૂ, તજે જગતકી આશ;
જો વહ ચાહે જગતકો, જગતગુરૂ વહ દાસ. ૧૧
ચૌટે બૈઠે જાય કર, નામ ધરા રનજીત;
સાહબ ન્યારા દેખિયા, અંતર ગતકી પ્રીત. ૧૨
કબીર માયા મોહિની, મોહે જાન સુજાન,
ભાગે હું છોડે નાહ, ભરભર મારે બાન. ૧૩
કબીર માયા ડાકિની, સબ કાહુકો ખાય,
દાંત ઉખાડે પાપિની, જો સત નેરો જાય. ૧૪
માયા દાસી સંતકી, ઉભી દેત અશીસ,
બિલસી અરૂ લાતો છરી, સુમિર સુમિર જગદીશ. ૧૫
માયા તરવર ત્રિવિધકા, સુખ્ખ દુઃખ સંતાપ;
શીતલતા સપને નહિ, ફલ ફીકા તન તાપ. ૧૬
કબીર જગકી ક્યા કહું, ભૌજલ બૂડે દાસ;
સત નામ પદ છોડકર, કરે મનુષ્યકી આશ. ૧૭
ગુરૂકો છોટા જાનકર, દુનિયા આગે દીન,
જીવનકો રાજા કહે, માયાકે આધીન. ૧૮
માયાદીપક નરપતંગ, ભ્રમભ્રમમાંહિ પરંત,
કોઇ એક ગુરૂ જ્ઞાનને, ઉબરે સાધુ સંત. ૧૯

આ વર્ણન કર્યું છે તે સ્થૂલમાયા છે, પવિત્ર વિચારો કરવાથી આત્મા પવિત્ર થાય છે, જે ખરાબ વિચારો છે અને તે ક્રિયામા નથી આવ્યા તે વિચારો સૂક્ષ્મ છે આથી બધા જીવો અને તે સૂક્ષ્મ ખરાબ વિચારોને હઠાવવા તેનુંજ નામ સૂક્ષ્મમાયા છે. આથી બધા જીવોએ પોતાના

ખરાબ વિચારોને ક્રિયામા ન લાવતાં ત્યાંને ત્યાજ દબાવી દેવા એ સૂક્ષ્મમાયાને જીતવુ છે. માયાની બુન્યાદ ત્રિકુટી સુધી છે, આથી બહુ સાધુઓ તથા મહાત્માઓ અભ્યાસ કરીને પાછા નીચે પડયા છે, કારણ કે સ્થૂલમાયા તો બધા જીતી શકે છે, પરંતુ સૂક્ષ્મમાયાને જીતવી બહુ મુશ્કેલ છે, અને જ્યા સુધી સૂક્ષ્મમાયા જીતાઈ નથી ત્યા સુધી પ્રભુના દરબારમા જવાતું નથી. આથી બધા જીવોએ પોતાના મનને રોકીને સૂક્ષ્મમાયાને તજવી જોઈએ.

આજકાલ અમેરિકન વિદ્વાનો સૂક્ષ્મમાયાનો આકાર સારી રીતે સમજાવે છે. સૂક્ષ્મમાયાનુ સ્વરૂપ પણ સૂક્ષ્મ હોય છે, અવાજનું સ્વરૂપ ફોનોગ્રાફની ચુડીઓમા બતાવામાં આવે છે તેવી રીતે એ લોકો કોઈના મનમા કાંઈ વિચાર હોય તો તે તરત કહી આપે છે. માનસિક વિદ્યાના સાધનથી માણુસના મનની વાત ખુલ્લી રીતે બતાવી શકાય છે, કારણ કે માનસિક વિદ્યાનો અભ્યાસી સામા માણુસના મનમા ઘુસી જાય છે, અને તેના વિચારોનો અંત જાણી જાય છે આગળના વખતમાં મન શોધવા માટે ફકત પ્રાણાયામનો રસ્તો હતો. આજકાલના અમેરિકન વિદ્વાનોએ ધ્યાનનો રસ્તો ઉત્તમ ગણ્યો છે, અલબત આ મનને શોધવાનું કામ ચેતનનું નથી. પણ સૂક્ષ્મ મન પણ કરે છે. આ બિચારા અમેરિકન વિદ્વાનોથી પહેલા અમારા ભારતવર્ષના સંતો તો કેટલો જમાનો થયાં ચિત્તવૃત્તિને એકાગ્ર કરવા તથા તેના અભ્યાસનો રસ્તો બતાવી ગયા છે, અને આ રસ્તો તો એક શરૂઆતનો સત્સંગી પણ જાણે છે અને સંતોએ કારણ માયાને પણ ખુલ્લી રીતે જગ

જાહેર કરી છે. નેચરલ સાયન્સ એટલે દુનિયાનું સાયન્સ એટલે કુદરતી ચીજોની વિદ્યા જાણનારા તો ફક્ત દુનિયાની ચીજોને જોઈ તેની પૃથક્કરણ કરી તેનું વર્ણન કરે છે આ લોકોને સૂક્ષ્મમાયા તથા કારણ માયાની કાંઈ પણ ખબર નથી. કારણ કે સૂક્ષ્મમાયાની સૂક્ષ્મ રીતથીજ પરીક્ષા થઇ શકે છે. આ વિદ્વાનો સ્થૂલમાયા માટે જે કાંઈ કહે છે તેથી અમો વિરૂદ્ધ નથી, પરતુ આ લોકોના જોવામા જે દુનિયાની ચીજો આવી તેનું પૃથક્કરણ તથા પરીક્ષા કરી છે હવે બધા વિદ્વાનોને એટલી તો ખબર પડી ગઇ છે કે માયા સ્થૂલ સૂક્ષ્મ તથા કારણ એમ ત્રણ પ્રકારની છે, પરતુ આજ દિન સુધી આ બધા વિદ્વાનો આ ત્રણ પ્રકારની માયાનો પૂરી રીતે છેડો શોધી શક્યા નથી. હવે આ માયાને તમો મુકી શકતા નથી; પરતુ તેમાંથી તમારા મોહને મુકી દિલને હઠાવવુ તેનુ નામજ માયાને જીતવુ એમ થાય છે. માટે તમો પણ માયાની જાળમા ન ફસાતા માયાને જીતશો. હરીશ્ચદ્ર રાજાએ ધર્મની ખાતર રાજ્યને મુકી ઈશ્વરમાજ ચિત્તને પરોવી દીધુ હતુ. રાજયનું ધ્યાન ન ધરતા ઈશ્વરનુજ ધ્યાન ધર્યું. રાજા હતો છતા પણ રાજાપણાનું ધ્યાન તેણે ન રાખ્યુ. પરતુ ઈશ્વરમાજ રાખ્યુ હતુ."

રતનશી—"સ્વામીજી! રાધાસ્વામી મતમા હાલ કેટલાક ગુરૂઓ છે?"

**સ્વામીજી**—"ભાઇ રતનશી! સત સતગુરૂ તો એકજ હોય છે, કુલમાલિક પણ એકજ છે, તેવીજ રીતે સત સતગુરૂ પણ એકજ છે.

સંત સતગુરૂ તેજ કહેવાય કે જેની સુરતા રાધાસ્વામી પદમા પહોચી હોય અને તે રાધાસ્વામી પદમા લીન થઈ ગઇ હોય. જે ત્રીજા તલથી ઉપર રાધાસ્વામી પદ સુધી બરાબર ચોખી રીતે હકીકત કહીને સારી રીતે વર્ણન કરી સમજાવી શકે તેજ સત કહેવાય. જેવી રીતે કોઈ કહે કે મેં આગ્રા શેહેર બરાબર સારી રીતે એટલે ત્યાના હરેક કુંડ વિગેરે સારી રીતે જોયા છે તેને પૂછીએ કે તમે તાજમહેલ જોયો છે ? તે જવાબ આપે કે આગ્રામા તાજમહેલ નથી, તો તેણે આગ્રા જોયું છે એમ તમે કબુલ કરશો કે ? તમો તરતજ કહેશો કે આ માણસ ખોટો છે.

હવે એક માણસ એમ કહેશે કે હું સત છું અને તેની રહેણી બહુજ ખરાબ હોય એટલે નીચ હોય તો હું તરતજ એમ કહીશ કે આ સત થઈ શકતો નથી. કારણ કે બધા સતોએ કહ્યુ છે કે-રહેનિ બિન જો સંતહય બાંધો જમપુર જાય, તો પહેલા જે કોઇ કહે કે હુ સંત છું તેની રહેણી પહેલા તપાસી જુઓ, અલબત કાળનો વાસો તો સતસગમા પણ હોય છે, કારણ કે કાળની હદ દશમા દ્વાર સુધી છે. હવે કોઈ સત્સગમા બેસીને અભ્યાસ કરે છે તે પાછો કાળના સપાટામાં પણ આવી જાય છે જ્યા સુધી દશમો દ્વાર ઉલ્લંઘી છટે ભવર ગુફા સુધી નહિ ગયો હોય ત્યા સુધી નીચે પડવા સંભવ છે. આવી રીતે કાળના ઝપાટાથી નીચે પડી ગયેલા પણ કેટલાક પોતાને ગુરૂ તરીકે મનાવે છે, હું પોતે એક વખત સાહેબજી કે જેમનો અબાલા શેહેરમા કલાલને ઘેર જન્મ થયા ને હાલમાં આગ્રા શેહેરમા છે અને પોતાનો સત્સંગ ચાલુ કીધો છે

તે સત્સંગનું નામ પણ રાધાસ્વામી સત્સગ રાખ્યું છે. તેમની સાથે મારે ઈ. સ. ૧૯૨૩ માં ફેબ્રુઆરી તા. ૧૯ મી ને રાજે નીચે પ્રમાણે વાતચિત થઇ તેમા મારા તરફથી થયેલા સ્વાલો તથા તેમના તરફથી જે જવાબો આપવામા આવ્યા તેની પૂરતી હકીકત નીચે લખી છે.

સવાલ—આપ સત છો ?

જવાબ—હુ સત નથી. તમે કેમ જાણ્યુ કે હું સંત છું.

મેં કહ્યું કે, અહીં લગભગ એકસો માણુસ બેઠા છે અને આપને તેઓ માને છે તેથી આપ સત છો એમ મને શકા થવાથી પૂછવાનો હક છે તેથી મેં પૂછ્યુ

સ્વામી મહારાજ કે હજૂર સાહેબ કે મહારાજજી એમાંથી કોઇએ એમ નથી કહ્યું કે હુ સંત છુ. કલેકટર એમ નથી નથી કહેતો કે હું કલેકટર છું, હું કલેકટર છું; પરંતુ તેનો કારોબાર જોઇને મને સમજાય છે કે આ કલેકટર છે, પરતુ જેઓએ એટલે બનાવટી કલેકટર બનવા જાય તો તે સજાને પાત્ર થાય છે; પરંતુ ખોટાગુરૂને તેજ વખતે સજા થતી નથી; કારણુ કે ઇશ્વરનો કાયદો જુદોજ છે તે બનાવટી ગુરૂને અતરમા તો તેજ વખતે સમજાય છે આથી સાહેબજીને મેં કહ્યુ કે જો આપ સત નથી તો પછી આ બધા માણુસો કે જે આપને માને છે, તેને આપ શા કારણથી નથી કહેતા કે આપ ચાલ્યા જાઓ; કારણુ કે સતની જગ્યા બીજે સ્થળે છે આ વાત ઉપરથી સાહેબજીએ કહ્યુ કે.—

હે વિદ્યા ! તુ બડી અવિદ્યા સંતનકી તેં કદર ન જાની.

આ ઉપરથી મે કહ્યું સ્વામી વિદ્યા અવિદ્યા કેમ થાય હું તે સમજતો નથી, હુ પણ હજૂર સાહેબનો શિષ્ય છું હજૂર સાહેબની આ મતલબ ન હતી કે વિદ્યા અવિદ્યા થઇ જાય અને બે ને બે ચાર કહેનાર નર્કમા જાય તથા આવી રીતે સાચું કહેનાર અજ્ઞાની છે. હજૂર સાહેબની આમ કહેવાની મતલબ તો આ હતુ કે જે વિદ્યા ભણીને અહંકારી થઈ જાય તો તેવા ઈલ્મને દૂર કરો, કારણ કે તે વિદ્યા નથી, પણ અવિદ્યા છે. આ સિવાય બધા સતોએ જુઠનુ એટલે ખોટાનુ ખડન કર્યું છે. આપ કહો છો કે હું સત નથી. બાકી બીજા માણુસો આપને સત તરીકે માને છે અને તે બાબતનો કારોબાર પણ સારી રીતે ચાલે છે તેથી આ તો જુઠ થયું અને બધા સતો જુઠથી વિરૂદ્ધ ગયા છે. કબીર સાહેબ કહી ગયા છે કે —

સાધુ ઐસા ચાહીએ, સાંચી કહે બતાય;
કે ટુટેકે ફિર જુરે, બિન કહે ભરમ ન જાય.
સાંચે શાપ ન લાગી હૈં, સાંચે કાલ ન ખાય;
સાચેકો સાચા મિલે, સાંચેમાહિ સમાય.

એટલે જેવી રીતે કુલમાલિક સાચો છે, તેથી તે પ્રેમી સંત કે જેને કુલમાલિક સાથે મળેલો છે, તે પણ સાચોજ હશે આપે કહ્યું કે હું સંત નથી, તો આ વાતનો મને બહુ ખ્યાલ થયો. પહેલાં આપના સત્સગીઓને જોઉં છું કે બધા આપને સંત તરીકે માને છે. વળી આપની મુબારક જબાનથી એમ પણ સમજાયું છે કે આપ સંત

નથી. આ વાતનો મને બહુ વિચાર થાય છે. બીજી વાત આ જોઉં છું કે અહીં આ દયાલ બાગમાં બહુ દુકાનો સ્કૂલ તથા બટન ફેકટરી વિગેરે ઘણી છે અને દુનિયાનો વ્યવહાર સારી રીતે ચાલે છે; પરંતુ સંતનું ધ્યાન તો દુનીયાની વાતોના સુધારામા થોડું લાગે છે, પરંતુ કેવળ પ્રભુના ધ્યાનમા તથા યોગાભ્યાસ કરાવવામાજ હોય છે. સુધારો તો સ્વામી દયાનંદજી જેવાઓને જગ્તકર્તાએ સોપ્યો છે, સત તો યોગાભ્યાસ કરાવી જીવોનો ઉદ્ધાર કરવા માટેજ અવતાર લે છે. સંતોના સતસગમા તો પ્રેમ તથા ભક્તિજ શીખવામાં આવે છે બાકી દુનિયાને સુધારવાનું કામ તો દુનિયાના સુધારકો કરે છે

ત્રીજો સ્વાલ—બધા સંતોએ એમ કહ્યુ છે કે જે જે સત સતલોકના ધણી છે અને રાધાસ્વામી પદમા પહોચ્યા છે, તે અહૈહિક થાય છે. સાહેબજીએ ગુસ્સે થઈને મને કહ્યું કે જે સંત છે તેને પૂછો

સ્વાલ ચોથો—હરેક સંત જ્યારે ગાદીપર બેસે છે ત્યાર પછી તે વાત પ્રશ્ન તરીકે રહે છે જેવી રીતે કબીર સાહેબે કહ્યું છે કેઃ—

નારિ તો હમભી કરી, જાના નહિ બિચાર;
જબ જાના તબ પરહરી, નારી બડી બિકાર.

એનો અર્થ આ છે કે હરેક સંત જ્યારે ગાદીપર બેસે છે ત્યારે પોતાની સુરતાને ગંધમા કોઈ વખત પણ નહિ ઉતારે. જે રાજા અતિ ખરાબ ચીજ કોઇ પણ વખત ખાતો નથી અને તેની નજદીક પણ જતો નથી, કારણ કે

તેનો તેને બહુ ત્રાસ થાય છે, તેવી રીતે હજૂર મહારાજ પણ ગાદીપર બેઠા તેથી પહેલા તો તેમની મોજ જુદી થઈ ગઈ હતી. ગુરૂનાનક સાહેબ પણ ગાદીપર બેસવા પછી પોતે ગૃહસ્થપણું મુકી વાનપ્રસ્થ તરીકે ઘરમાં રહેતા હતા. સાહેબજીએ મને જવાબ આપ્યો કે આપે કબીર સાહેબ નાનક સાહેબને જોયા હતા કે ? તેઓ ગૃહસ્થ તરીકે વર્તતા હતા કે વાનપ્રસ્થ તરીકે ? મેં જવાબ આપ્યો કે કબીર સાહેબે પોતેજ લખ્યુ છે કે મે મારી સ્રીનો ત્યાગ કર્યો છે, અને તે બાબતની કબીર સાહેબની સાખી પણ મેં તમને સભળાવી છે. વળી મે સતોના બધા પુસ્તકો વાચ્યા છે તે પરથી જણાય છે કે તેઓ ગાદી પર બેઠા ત્યાર પછી તેમને ત્યાં બાળકનો જન્મ થયો નથી અને અહીં તો બે ત્રણ સાલમા એક બાળકનો જન્મ થાય છે. હવે મારાથી કેમ સમજાય કે કોણ સંત છે. કુલમાલિકે દયા કરીને અમને સંત પ્રકટ કરી આપેલ છે તેની સાથે અમને એટલી તો સમજ પણ જોઈએ કે તે સતને માનીએ. જો એમ ન થાય તો પછી તેવા સતને પ્રકટ થવાનુ કારણ શુ ? શુ પોતાનાજ માટે પ્રકટ થાય છે આથી સાહેબજીએ કહ્યું કે અહી આટલા માણસો જે દાખલ થયા છે આથી તમને ખબર નથી પડતી ? મેં કહ્યું કે આપ ખ્યાલ કરો કે ક્રિશ્ચિયનોમા કરોડો અબજો માણસો છે તેથી તે ધર્મ સાચો છે. ગેલીલો કે જે એકજ હતો તેણે કહ્યુ કે જેવી રીતે પૃથ્વી ફરે છે તેવી રીતે સૂર્ય પણ ફરે છે. અને આ વાતથી બધા ક્રિશ્ચિયનો વિરૂદ્ધ હતા તેમજ બાઈબલ પણ આ વાતથી વિરૂદ્ધ છે. તેથી

બીજા ક્રિશ્ચિયનો-પાદરીઓએ ગેલીલીઓને કહ્યું કે તું ધર્મથી વિરૂદ્ધ જાય છે માટે તને મારી નાખીશું. એમ કહી તેને રીબાવી રીબાવીને ડામર લગાવીને મારી નાખ્યો. હવે માર-નાર ઘણા જણ હોવાથી શું તે સાચા ઠરે છે? હમણાં બધા માણસો સમજ્યા છે કે એકજ માણસ ગેલીલો સાચો હતો અને બાકીના બીજા બધા જુઠા હતા. આપને ઘણા જણ માને છે તેથી એમ સાબિત થતું નથી કે આપનું કહેવુ સાચુંજ છે રાધાસ્વામી પદમા જેને એકસો બસો માણસો માનતા હોય તે કદાચ સાચો હોય અને જેને હજારો માણસો માનતા હોય તે કદાચ જુઠો હોય, જેવી રીતે કાલમતમા આ સંસારના ઘણાં માણસો છે અને દયાલ મતમા માણસો થોડાં છે, એનો અર્થ એમ નથી કે દયાલ મત ખોટો છે, ને કાલ મત સાચો છે. દાખલો-કોલમ્બસે જ્યારે અમેરિકા શોધ્યો ત્યારે તેનાથી સર્વે માણસો વિરૂદ્ધ હતા પણ જ્યારે અમેરીકાને શોધી કાઢયું ત્યારે સર્વે માણસોએ જાણ્યુ કે બધા ખોટા છે ને તે એકજ માણસે પ્રત્યક્ષ શોધી બતાવ્યુ.

રાધાસ્વામી મતમા દશ ગુરૂઓ કહેવાય છે તેમના નામ નીચે મુજબ છે. આ બધા ગુરૂઓ પાસે હુ ગયો હતો અને દરેક સાથે વાતચીત કરી હતી. તેમજ તેઓને મેં કહ્યું હતું કે આપણે બધા સાથે મળીને સત્સંગ ચલાવીએ તો વધારે સારૂ.

૧. પંજાબમાં તરનતારન ગામમાં ભગતસિંઘ રાધા-સ્વામી ગુરૂ તરીકે ઓળખાય છે, પરંતુ તેઓ ગુરૂ નાનક સાહેબનો ગ્રંથ સાયલ તથા અમારા સ્વામી મહારાજની

પોથી એમ બેઉ વાંચીને સંભળાવે છે. અહીં તેઓની રહેણી બાબતમા મારે કાંઇ કહેવુ નથી. પરંતુ ત્યાં કોઈ પણ જણ અભ્યાસ કરતો નથી. ખાલી નામનાજ ગુરૂપદ ધરાવે છે અને ત્યાં કરણીનો કક્કો પણ નથી.

૨. પંજાબમા બીઆસ શેહેરથી ત્રણ માઈલ છેટે બીઆસ નદીને કિનારે મહારાજ સાવલસિંઘનું આસ્થાન છે.

૩. પંજાબમાં લુધીઆના શેહેરમાં હરીરામ પ્લીડર તેને પણ માણસો ગુરૂ તરીકે માને છે.

૪. આગ્રામા હજૂર રાધાસ્વામી દીનદયાલ રાયસાહેબ સાલગરામ સાહેબના ચિરંજીવી લાલાજી મહારાજ આગ્રા પીપલમંડીમા છે, તેઓ ગુરૂ તરીકે મનાય છે. જેની રહેણી કહેણી ઘણી સારી છે.

૫. આગ્રામા સાહેબજી કે જેની સાથે વાતચીત થયેલી જે ઉપર લખી છે તે સાહેબજી પોતાને ગુરૂ તરીકે મનાવે છે.

૬. આગ્રામાં સુદરસિંઘ સાહેબ જે સ્વામી મહારાજના અંશના છે તેઓ પણ ગુરૂ તરીકે મનાય છે.

૭. દીલ્હીમા રામબિહારીલાલ પોતાને ગુરૂ મનાવે છે. આ ગુરૂ દીલ્હીથી છેટે ત્રણ માઇલ પર સરાય રોહેલા નામે ગામમાં રહે છે.

૮. અલાહાબાદમાં બાબુજી મહારાજ જે અમારા હજૂર સાહેબના અંશના છે અને એમ. એ. છે જેની ચાલચલન ફિરસ્તાની માફક છે તે ગુરૂ તરીકે મનાય છે

૯ કાશી નજદીક રાધાસ્વામી ધામ નામનુ ગામ છે. જેમા સંત સાગર છે જેઓ ગુરૂ તરીકે મનાય છે.

તે આ બધા હશ ગુરૂ તરીકે મનાય છે. હવે દરેક જીજ્ઞાસુએ દરેક ગુરૂની રહેણી જોવી કે કોની રહેણી ઉત્તમ છે અને કોણ અંતરમા સુરતાને પૂરેપૂરી રીતે ઉપર ચઢાવી અંતરમા મદદ આપે છે. જે પૂરી મદદ આપતા હોય તેમને માનવા જોઇએ અને તેમનાથી ફાયદો થશે, કારણકે—

મનુષ્ય મજૂરી દેત હય, કયા રખેગા રામ,

એટલે કે જે સીધો રસ્તો નહિ બતાવી શકે ને પોતે પણ બરાબર જાણી ન શકે અને જેના કહેવા પ્રમાણે કરવા છતા એક બે દિવસમા ફાયદો ન જણાય તો પછી તેવા ગુરૂને શા કારણથી માનવા જોઇએ. જેની પાસે મહીનો દહાડો સુધી મજૂરી કરી હોય છતા પૈસા ન મળે ત્યારે તેવાની મજૂરી શા વાસ્તે કરવી જોઇએ. આ ઉપરથી તો એમ સમજાય છે કે આ શેઠ પાસે પૈસા નથી ને ખુટલ છે તો એવા શેઠનુ કામ કરવાથી શુ ફાયદો ? કામ તો માતબર શેઠનું કરવુ જોઇએ કે રોજ સાજે મજૂરીના પસા આપી દીએ. તેવી રીતે ગુરૂ પણ એવાજ જોઇએ કે જે બિચારા શિષ્ય ઉપર દયા કરી તેને થોડીક કરણી કરવાથી પણ ફાયદો થાય તેજ સાચો ગુરૂ જેવી રીતે નિશાળમા માસ્તર પોતાના નિશાળિયાઓને સારી રીતે ભણાવી ન શકે તો છોકરાઓએ જરૂર એવી નિશાળને તથા એવા માસ્તરને તજવો જોઇએ. આથી ભવિષ્યમા નિશાળ અંદર આવો વગર ભણેલ માસ્તર નહિ આવે; પરંતુ આવા માસ્તર તથા આવી સ્કૂલને જે છોકરાઓ નહિ છોડે તો તે છોકરાઓ ખરેખરા મૂર્ખ છે. આમા નિશાળનો દોષ નથી. પરતુ કાં તો છોકરાઓનો દોષ છે; કા તો પ્રોફેસરનો દોષ છે. તેવીજ

રીતે સંતમતાનો આમાં કાંઈ દોષ નથી. યા "સંત પંથ" નો દોષ નથી. પરંતુ કોઈ કોઇ કાલમતનો માણસ સતસંગમા આવી જાય છે તો તે અનઅધિકારી સતસંગીઓને બગાડે છે. આથી સમજાય છે કે એવા જીવોને સત્ય પકડવાનો અધિકાર નથી. કારણકે તે પોતેજ કાલગુરૂ સાચા નથી; પણ એમ તો નથીજ થતું કે સાચાને ખોટો મળે, કારણકે પ્રભુ સાચા છે. અન્યાય પર નથી ચાલતા. જે જીવ સાચો છે તેવાને જુઠો મળે તો કુદરતથી વિરૂદ્ધ છે અને જ્ઞાનથી અન્યાય છે, પરતુ એક તો વાત ઠીક છે કે કર્મોના હિસાબથી જીવને અધિકાર તથા અનઅધિકાર પણ પ્રાપ્ત થાય છે, બાકી સંત પાસે આવવાથી જો કર્મ શૂળી જેટલુ હોય તો તે કાંટા જેટલું થઇ જાય છે એટલે કર્મનો ઢગ મોટો હોય તો નાનો થઈ જાય છે. ગુરૂ અભ્યાસ કરી કેટલે દરજ્જે પોચ્યા છે તે તો સત્સગીએ પોતે અભ્યાસ કરી જોઈ લેવાનુ છે જેટલે સુધી ગુરૂ આંતરિક અભ્યાસમા મદદ કરે ત્યા સુધી ગુરૂને તમે શરણે રહો. જો આગળ ઉપર ગુરૂ મદદ નહિ કરી શકે ને અભ્યાસમા તમારી ભૂલ ન હોય તો પછી તેથી વધારે અભ્યાસમાં જે મદદ કરી શકે તે ગુરૂને શરણે જાઓ. પરંતુ દરેક જણે શબ્દ ગુરૂ કરવો જોઈએ. શબ્દ ગુરૂ વગર બીજો ગુરૂ કોઈ પણ વખતે ન કરવો જોઇએ, કારણ કે શબ્દ ગુરૂ છે તેજ દૂર રસ્તા પર પહોચાડે છે. હજૂર સાહેબે શબ્દ ગુરૂ માટે કહ્યું છે કે:—

ગુરૂ સોઇ જો શબ્દ સનેહી, શબ્દ બિના દૂસરા નહિ સેહી;
શબ્દ કમાવે સો ગુરૂ પૂરા, ઉતચરનનકી હોજા ધૂરા.

ઔર પહિચાન કર મત કોઇ, લક્ષ અલક્ષ ન દેખો કોઇ;
શબ્દ ભેદ લે કર તુમ ઉનસેં, શબ્દ કમાવો તુમ તન મનસે.

આ શિવાય જિજ્ઞાસુ પણ એવા હોવા જોઇએ કે જેને કેવળ પરમાર્થનોજ ખ્યાલ હોય અને દુનિયાની નાશમાન ચીજોથી વિરક્ત થઇ કેવળ પ્રભુને શોધવામાજ ચિત્ત રોકાયલું હોય એવા જિજ્ઞાસુને જરૂર પ્રભુ મળે છે; કારણ કે કુદરતનો કાયદો છે કે જેમા જે ધણી દ્રઢ ચિત્ત રાખે છે તેમા તે ધણી ફતેહમંદ થાય છે; તેવીજ રીતે પ્રભુમાં દ્રઢ ચિત્ત રાખવાથી પ્રભુ કેમ નહિ મળે ? જરૂર એવા દ્રઢ ચિત્તવાળાને પ્રભુ મળે છે. અમારા ગુરૂએ આ બાબતમાં નીચે મુજબ વચનો કહ્યાં છે તે સાંભળોઃ—

સારવચન.

પિછાન પરમાર્થીની.

(સોરઠા.)

અનુરાગી જો જીવ, તિનપ્રતિ અબ ઐસી કહુ;
સુનો કાન દે ચિત્ત, વચન કહુ બિસ્તાર કર.

બિષયનસેં જો હોય ઉદાસા, પરમારથકી જા મન આશા;
ધન સંતાન પ્રીત નહિ જાકે, જગત પદારથ ચાહ ન તાકે.
તન ઇંદ્રી આશકત ન હોઇ, નિંદ ભૂખ આલસ જિન ખોઈ,
બિરહ બાન જિન હિરદે લાગા, ખોજત ફિરે સાધ ગુરૂ જાગા.
સાધ ફકીર મિલે જો કોઇ, સેવા કરે કરે હિત જોઇ;
ભેખ ધાર પાખંડી હોઈ, સાધુ જાન કરે હિત સોઇ.

સેખ શું નિષ્ટા નિતપ્રતિ ધારે, લે પરસાદી ચરન પખારે;
ઐસી કરની જાકી દેખે, આપઆય સતગુરૂ અવરેખે.
સતગુરૂ વચન સુને જબકાના, ઉમગે હિરદા પ્રેમ સમાના.
સતગુરૂસેં જબપ્રીત લગાવૈ, દયામેહેર ઉનકી કછુ પાવૈ.

ભાઈ રતનશી ! ગુરૂ પણ એવા શબ્દ સ્નેહી હોવા જોઇએ અને શિષ્ય પણ જેણે પોતાને પૂરો વૈરાગ્ય કર્યો હોય કે જેના વર્ણન ઉપર હજૂર મહારાજે પોતાની મુબારક જબાનથી સારી રીતે કહેલ છે તે પ્રમાણે હોય તો જરૂર તેને ફતેહ મળશે અને કુલ માલિકની સમીપ જશે આજકાલના વિદ્વાનોએ સારી રીતે સાબિત કરી આપ્યું છે કે માનસિક વિચારની શક્તિ શારીરિક દેહની શક્તિ કરતાં ઘણી વધારે છે.

એક વખતે નાટકના ખેલાડીના શરીરના સાધાઓ વાયુથી ઝલાઇ ગયા હતા, તેના સાંધા એટલા તો જકડાઈ ગયા હતા કે લાકડીની મદદથી પણ તે અર્ધા ખેતરવા સુધી ચાલી શકતો ન હતો; પરંતુ એક રોજ તેને ખેલમાં ઇનામ મળવાનુ હતું એ વખતે તે નાટકના સ્ટેજપર વખતસર આવ્યો ને પોતાનો પાર્ટ આનંદથી બજાવ્યો જેમા તેને નાચવા કૂદવાનું ઘણું હતું તે બરાબર કામ કરી બતાવ્યું. આ વખતે તેને જે રોજ પીડા થતી હતી તે ભૂલી ગયો; કારણ કે કાયદો છે કે પાકી મુરાદ નાની વાતને હઠાવી મુકે છે અને તે પીડાને ભૂલી જાય છે. કારણ કે તેનું ધ્યાન તો ઈનામ મેળવવામાં હતું. જેથી પીડાપર તો ધ્યાનજ ન ગયું, આથી તેને પીડા કેવી રીતે થાય. દર્દ

ઉપર જ્યારે ધ્યાન ખીંચાય ત્યારેજ પીડા થાય છે, પણ જો ધ્યાનજ નહિ કરે તો પીડા કેમ થશે ? જ્યારે આ એકટરને ઇનામ મળી ગયું ને પોતાને ઘેર આવીને સુતો ત્યારે તેને પાછી રોજના નિયમ પ્રમાણે પીડા થવા લાગી. એકટરો તથા ગવૈયાઓ માટે લોકો કહે છે કે આ લોકોને માંદા થવા જેટલો વખત પણ મળતો નથી કે માંદા પડે કારણ કે તેમને કામ કરવાની જરૂર છે અને જરૂરીયાતપણું દર્દને હઠાવે છે, કારણ કે આત્મિક શક્તિ એ ઉત્તમ તાકત આપનાર દવા છે. જેને શારીરિક દવા એટલે સ્થૂલ દવા અસર કરતી નથી, તેના પર આ આત્મિક શક્તિ પૂરેપૂરી વિજય મેળવે છે. એક અમારો સત્સંગી જેને બગલમા કછીલાડી (બાબલાઇ) થઈ હતી તેને મે ડૉકટર પાસે જવાની ભલામણ કરી કહ્યુ કે તારી કછોલાડી પર વાઢ કાપ કરાવ એટલે મટી જશે. તેથી તે ડૉકટર પાસે ગયો. ડૉકટરે વાઢકાપ કરવાની પહેલા તેને કલૉરોફૉર્મ સુંઘવા માટે કહ્યું તેણે કહ્યું કે કલૉરોફૉર્મ સુંઘવાની જરૂર નથી; કારણ કે હું મારા ચિત્તને ઉપર ચડાવી દઈશ, એથી મને પીડા નહિ થાય ડૉકટરને આથી અજાયબી થઈ કે કલૉરોફૉર્મ સુંઘ્યા વગર તેને પીડા કેમ નહિ થાય ? આ સુરતા ચડાવવાનું જોવા ડૉકટરને પણ શોખ હતો તેથી ડૉકટરે આ વાત કબુલ કરી તેણે વાઢકાપના હથીઆરો લઈ વાઢકાપ કરવાનું ચાલુ કર્યું, કે તે વખતે દર્દીએ પોતાની સુરતાને ઉપર ચડાવી દીધી. વાઢકાપ થતી વખતે તે કછોલાડીવાળો સત્સંગી સુદ્દલ હાલ્યોજ નહિ ને ચિચકારી પણ કરી નહિ. આ જોઇ ડૉકટર બોલ્યો કે સુરતા ચડાવવાની તાકત-શક્તિ

ફ્લૉરોફૉર્મ કરતાં હજાર ઘણી વધારે છે, આજકાલ અ-
મેરિકન ડૉકટર જેવા કે ડૅાકટર બ્રુક, ડૅાકટર રે અને બીજા
મોટા મોટા ડૅાકટરો કહે છે કે, દેહની શકિત કરતા
આત્મિક--શકિત વધારે છે; અને તેની પરીક્ષા કરી જાહેર
કરે છે, અમારા સતો ખ્યાલ વધારવાનોજ રસ્તો બતાવે
છે, અને આ રસ્તાથીજ જીવનો ઉદ્ધાર થાય છે, કારણુ
કે જેનો ખ્યાલ હમેશાં ઉપરના ચેતનમા હશે; તે કામ
ક્રોધ વિગેરે કેમ કરી શકશે અને જે કામ ક્રોધ લોભ
મોહ અહંકાર કરે છે તે કેવી રીતે ઊપર ચઢી શકે ?
આથી સમજાય છે કે જે મહાત્મા કામ ક્રોધ વિગેરે કરે
છે તે સત નથી. આ સતોની પરીક્ષા કરવાની પહેલી
રીત છે, ભાઈ રતનશી ! આ વાતને કોઈ પણુ વખતે
ભૂલશો નહી. બીજી પરીક્ષા કરવાની રીત એ છે કે સુરતાને
ઉપર ચઢાવવાની રીતની તેને ખબર છે કે નહિ અને જો
ખબર છે તો બીજાઓને કેવા ભાવથી બતાવી શકે છે
એટલે શીલ સંતોષ દયા ક્ષમા વિગેરે સાથે બતાવે છે કે
પોતાનો સ્વાર્થ સાધવા માટે બતાવે છે તેની પરીક્ષા કર-
વાની જરૂર છે. × × × પરીક્ષા કરવાની ચોથી રીત એ
છે કે તેવાની સામે બેસવાથી પોતાની સુરતા ઉપર ચઢે છે કે
નહિ; જો સુરતા બરાબર ઉપર ચડે છે તો સમજવુ કે
તેવાની તાકત તમારી તાકત કરતાં ઘણી વધારે છે અને
જોવાથીજ તમને આનંદ પ્રાપ્ત થાય તો તેવાને શરણે જવુ
જોઈએ. હજૂર સાહેબે આ બાબતમા કહ્યું છે કેઃ--

ગુરૂચરનન પર જાઉં બલિહાર,
જિન ઘટ જોત દિખાઈ સાર;

ગયા તિમિર આયા પરકાશ,
ગુરૂ સંગ કરતા પરમ બિલાસ. ૧

ગુરૂ બિન ઔર ન જાનું કોઇ,
કર્મ ધર્મ દુબિધા સબ ખોઈ;
ઐસે ગુરૂકે ચરન નિહારૂં,
તન મન ધન સબહી તજ ડારૂં. ૨

ક્યા ગુરૂમહિમા કરૂ બનાઈ,
રાત દિવસ રહું સુરત લગાઈ,
ગુરૂ શોભા ભૂષણુ નિત ઘડતા,
સુરત હથોડી મન અહરન ધરતા ૩

ચિત્તકુંઠાલી માંહ ગિલાતા,
બિરહ–અગ્નિ મુખ નાલ ફુંકાતા,
પ્રેમજંતરી તાર ખિંચાતા,
સુરત નિરતકે પેચ હિલાતા. ૪

ઘડ તોડા ગલહાર પહેનાતા,
ગુરૂ છબી દેખ મગન હોય જાતા.
બાજુબંધ પ્રીત ઘડવાતા,
મન પરતીત કડે પહિનાતા. ૫

નામચીન હીરા જડવાતા,
અંગ અંગૂઠી ગુરૂ પહિનાતા,
રાધાસ્વામી દીનદયાલ,
કરૂ આરતી ચિત્ત સંભાલ. ૬

આથી સમજાયુ હશે કે સતગુરૂની સામે બેસવાથી પોતાની સુરતાનુ ધ્યાન થોડું ઉપર જાય છે. પાચમી રીત

આ છે કે એવા મહાત્મા પાસે બેસવાથી આપણુને કામ ક્રોધ લોભ મોહ વિગેરે પેદા ન થતાં ઉલટો સંતોષ દયા તથા આનંદ થવો જોઇએ. ગમે તેવા ક્રોધી સ્વભાવનો માણુસ હોય તો પણુ સંતની પાસે આવે એટલે તેની સુરતા નાભિમાથી નીકળીને ઉપર ચડશે, કારણુ કે એવા સંતનો ચેહેરો આનંદદાયક હોવાથી જોનારના ચેહેરામાથી ક્રોધ નીકળી જઇને આનંદ થાય છે.

કોઇ માણુસને બહુ ક્રોધ હોય અને તેને બીજો હસીને ખુશીની વાતો કરે છે એટલે તે માણુસમાંથી ક્રોધ નીકળી જાય છે; કારણુકે ખુશી ક્રોધનો નાશ કરે છે. તેવીજ રીતે સંતની સુરતા સત લોક સાથે હોવાથી શીતલ હોય છે અને તેથી બીજાને પણુ શીતલ કરે છે. આવા સંતને જોવાથી સુરતા પોતાની મેળેજ ઉપર ચડે છે.

છઠ્ઠી રીત આ છે કે સંત પ્રેમ સ્વરૂપ છે અને જે સંતનો સંગ કરે છે તેને રંગ લાગી જાય છે. પ્રેમ એવી ચીજ નથી કે જેને માણુસો શીખવા જાય, પરંતુ સંતની સાથે સતસંગ કરવાથી પોતે પણુ પ્રેમમય બની જાય છે. હજૂર સાહેબના વખતમા ઘણુા સત્સંગીઓ હજૂર સાહેબના દર્શનથી પ્રેમમય બની ગયા હતા. આવા સત્સંગીઓએ પોતાની અનુભવ વાણીથી નીચે પ્રમાણે લખ્યું છે કેઃ—

પિયા બિન કૈસે જિયું મે પ્યારી, મેરી તનમન જાત કુંવારી;
કોઈ સંત મિલૈ અબ ભારી, જો પિયાસે કરાવે યારી.
મૈં ચઢુ ગગનમે સારી, દિન રાત લગે મેરી તારી;
મૈ બિરહિન લગી કટારી, મૈં ઘાયલ ફિરૈ ઉજારી.

સત ગુરૂ અબ કરે સંભારી, તબ હિરદે ઘાવ પસારી;
મોચે નામ દેહીં નિજ સારી, યહ મરહમ નિત લગારી.
રાધાસ્વામી કરે ધવારી, મૈં ઉનપર જાઉ બલિહારી.

સાતમી રીત આ છે કે, પૂરો ગુરૂ જ્ઞાન સ્વરૂપ હોવો જોઈએ અને જે જિજ્ઞાસુ તેના દર્શન માટે અથવા શકા નિર્ણય કરવા માટે જાય તો તેવાને તે ગુરૂ અથવા સંત સાદી અને મધુર વાણીથી પૂરી રીતે સાબિત કરી બતાવે કે જેથી શ્રોતાના અંગે અગમા આનંદ પ્રાપ્ત થાય અને જેનામા જ્ઞાન ન હોય અથવા જ્ઞાન સહિત ઉપદેશ ન કરી શકે તથા જિજ્ઞાસુને સવાલોના સતોષકારક પ્રત્યુત્તરો ન આપી શકે તો તે પૂરો સત નથી. સાદા કામ માટે પણ જ્ઞાનની જરૂર છે, તો પછી અનત અને સર્વ શક્તિમાન કુલ માલિકને મળવા માટે તો ઉત્તમ જ્ઞાનની જરૂર છે. કારણ કે—

જ્ઞાનીકુ જ્ઞાની મિલે, રસકી લુટા લૂટ;
જ્ઞાનીકુ અજ્ઞાની મિલે, હોવે માથાકૂટ.

વળી અજ્ઞાની પાસે જ્ઞાન હોયજ કયાથી કે તે આપે ? કુવામા પાણી હોય તો અવાડામા આવે; માટે અજ્ઞાની સંતથી તો દૂરજ રહો, કારણકે તમારા વખતનો કે દ્રવ્યનો ફોકટ વ્યય થશે ને તમો ઉલટા ભ્રમમા પડી જશો. કોઈ કોઈ વખત અમારા સત્સગમા પણ એમ કહે છે કે આ તો પ્રેમની જગા છે. જ્ઞાનની શુ જરૂર છે. તેમણે સમજવુ જોઈએ કે પ્રેમ પણ જ્ઞાનથી વિરૂદ્ધ નથી. વળી જ્ઞાન હશે તો પ્રેમમા વધારો થશે. જેનામા જ્ઞાન નહિજ હોય તેનામાં

પૂરો પ્રેમભાવ નહિ હોય તે પ્રેમનો અર્થ પણ નહિ સમજે. જ્ઞાનથીજ પ્રેમ સમજાય છે. અજ્ઞાનીનો પ્રેમ ખોટો હોય છે; કારણકે તેને આનંદ પ્રાપ્ત નહિ થાય. જ્ઞાન વિના આનંદ પ્રાપ્ત થતો નથી. જેઓ એમ કહે છે કે જ્ઞાન પ્રેમથી વિરૂદ્ધ છે તેઓ મૂર્ખ છે. તેઓ જ્ઞાન શું છે તે પણ સમજતા નથી. અહીં જ્ઞાનનો અર્થ એમ નથી કે જ્ઞાન એટલે વાચક જ્ઞાન, પરંતુ જ્ઞાનનો અર્થ એમ થાય છે કે બધી વસ્તુઓને સારી રીતે જાણીને સમજવુ તેનું નામ જ્ઞાન છે. ચાર ચોપડી ભણવાથી જ્ઞાન પ્રાપ્ત થયું ન કહેવાય, તે તો ઉલટું નુકસાનકરતા છે એટલે થોડું જ્ઞાન ભયકર રોગ છે, તેવીજ રીતે પરસીયન શાયર હાફીજે કહ્યું છે કેઃ—

બે ઇલ્મ ન ત્વા ખુદારાશતા ખત.

એટલે કે અજ્ઞાનીને પ્રભુની ઓળખાણ નથી પડતી. ઉપરની હકીકત લખી અમારા જિજ્ઞાસુઓ પાસેથી માફી માગું છું ને પુસ્તકની સમાપ્તી કરૂં છું.

રાધાસ્વામી દીનદયાલની દયા.

રાધાસ્વામી સહાય.

( સમાપ્ત. )

---

( ભેરવીનું પદ. )

કિથે મિલા તોકે મુંજા ગુરૂ પિયારા !
ગુરૂ પિયારા મુંજા હિયેજા ઠારા=૧
મહિર હુઇ કિન મસીદું ગોલ્યાં,

હેવલ સોસાયટચું સભમાં ફોલ્યા=૨–ફિથે૦=
જિગર જલે તો હિયરો સડેથાં,
જેરાણુકયું સભ ખામન પચનતા=૩=ફિથે૦–
દુઃખ સંસારજા આય હાઢા ભારી;
ફિયસા મુંજા ગુરૂ પિયારા !=૪ ગુરૂ પિયારા૦
હાંસો રૂએ તો મા મા કરે તો,
હાંસા રૂએ તો ભા ભા કરે તો,
ભચીં મીહીમ મુજા ગુરૂ પિયારા !
ગુરૂ પિયારા ! મુંજા હિયેજા ઠારા ! ફિથે૦

---

### ગઝલ

નહીં હમ ઔદ કે વાદી, વિરાગી મન હમારા હૈ;
નહીં હમ વેશ કે યોગી, હમારા પંથ ન્યારા હૈ. નહીં.
રહે હમ શૂન્યકે મંડળ, જહાં બહુ બેસુમારા હૈ,
નહીં વહૈં જાય હરચક્કી, જહાં હમ જીવ ઠારા હૈ. નહી.
દેખા દિલ દૂરબીનીસે, જહૈં તહા પીવ પ્યારા હૈ;
કરેં હમ એકકી સેવા, વહી જિસકા પસારા હૈ. નહીં.

---

### રાગ આશાવરી પદ.

તન ખોજો મેરે ભાઇ, સુરત ધરી તન ખોજો મેરે ભાઈ,
તન ખોજે બિન પરલે હોવેગી, જીવ જમરા લે જાઈ. સુરત.
સાચી કહું તો સબ જુગ મારે, જુઠ જગતતીઆઇ,
કોટિક વેદ મિલે જયુ સ્વાનકો, પૂછન તજે ટેઢાઈ. સુરત.

આગે આગે પંડિત પીછે પીછે દુનિઆં, બડી બડી બેર ચલાઈ;
સબ જુગ ગયો મોહી બડારે અંદેસા, ખબર કાહુકી ન પાઈ. સુરત.
એક દો હોય તો કહ સમજાવુ, જગસેં કહી નવ જાઈ;
કહેત કબીર સમજ મન અપના, બક બક કરે રે બલાઈ. સુરત.

રતનશી—"સ્વામીજી ! છેલ્લામા છેલ્લું હું એ પૂછવા માગુ છું ને સારી રીતે જાણું છું કે રાધાસ્વામી પંથ અને સુરત શબ્દ યોગાભ્યાસ અને ગુરૂ ભક્તિ એજ માણસોનું કલ્યાણ કરનાર છે* કેમકે બધી દુનિયાનો ધર્મ આજકાલ બહિર્મુખી થઇ ગયો છે. દાખલા તરીકે હિંદુ ધર્મમાં પહેલાં તો હજારો વાડા થઈ ગયા છે. અને બધા વાડામાં બહિર્મુખી સેવા પૂજા થઈ ગઈ છે. મહતો અને બ્રાહ્મણો પોતાના ઘરો ધનથી ભરે છે પોતાના સ્વાર્થને લીધે બીજાઓને ભયકર નુકસાન કરે છે. ફક્ત ગ્રન્થો અને પુસ્તકોની બહિર્મુખી સેવા કરાવે છે, અને તેઓના મનને મારવાનો રસ્તો નથી બતાવતા, કેમકે તેઓ પોતે પણ સુરત-શબ્દ યોગાભ્યાસનો રસ્તો જાણતા નથી. ઘણા વખતથી એ લોકો આ અંધકારમાં પડયા છે, તો હજુ સુધી કેમ સમજતા નથી ?"

સ્વામીજી—"પ્યારા રતનશી ! ઘણા માણસો જાણે છે કે દારૂ પીવો એ બહુ નુકસાનકારક છે, છતા પણ દારૂને છોડતા નથી. તેઓ દારૂ પીને ઘણા માંદા પડે છે, ત્યારે ડાકતરને બોલાવીને દવા લે છે. તે દવા ઘણી કડવી

---

* કલિજુગમા સંતોએ કેવળ નામ આધાર અને શબ્દ યોગાભ્યાસ રાખ્યો છે

હોવા છતા પણ તે પીએ છે, તો પણ તે વ્યસની દારૂને છોડતા નથી. તેઓ દવાઓમાં પૈસા પણ ઘણા ખરચે છે, છતા પણ દારૂ છૂટતો નથી. કેમકે તેને દારૂ પીવાની જે ખરાબ આદત છે તેજ તેને નુકસાનકારક છે. જ્યા સુધી તે નહિ છોડે ત્યા સુધી તેનું છૂટવું ઘણુ મુશ્કેલ છે. તેવીજ રીતે ઘણા વખતથી અમારા પંડિતોએ અને બ્રાહ્મણોએ અમોને અજ્ઞાનતામા નાખ્યા છે. હવે અમે જાણિયે છિયે કે આ વાત ઘણી બહિર્મુખી છે, અને અમે અજ્ઞાનમા પડયા છિયે છતાં પણ આપણા જુના પક્ષપાતને છોડતા નથી. એના કારણો ઘણા છે, (૧) અમોને સચ્ચાઇમા પ્રેમ નથી. (૨) દુનિયાના દુઃખનું ભાન અમને આવતું નથી. (૩) પરમેશ્વરને મેળવવાની ઇચ્છા નથી. (૪) આપણા ઉદ્ધારનું ભાન નથી, એથી કરીને અમે ધર્મની શોધ કરતા નથી, જો માણસ દુનિયાના દુઃખને સારી રીતે યાદ કરે અથવા સત્યને શોધવાની દરકાર રાખે અથવા હમેશના આનંદની ગરજ રાખે અને પરમેશ્વરમાં આનંદ સમજે તો પરમેશ્વરને મળવાની વાર ન થાય. ઘણા માણસો એવું જાણે છે કે આ વાત ઘણી કઠણ છે, તેથી કરીને તે પરમેશ્વરની શોધ કરતા નથી, કોઈ શોધ કરવા વાળો જો એ વાતને કઠણ સમજશે તો તે કદી પણ શોધ કરી શકશે નહિ. દાખલા તરીકે એક છોકરો એમ સમજે કે ભણવું એ બહું કઠણ છે તો તેજ છોકરો કદિ પણ ભણી શકશે નહિ. ભાઈ રતનશી ! આ દુનિયામા કોઈપણ ચીજ એવી કઠણ નથી કે જે માણસ ન કરી શકે. રસાયણ શાસ્ત્ર–ખનીજ પદાર્થોની શોધ કઠણ છે એમ જાણત તો તે શોધ

કદી પણ કરી ન શકત. કોલમ્બસ જો એવુ જાણત કે અમેરિકા શોધવું ઘણું કઠણ છે, તો તે અમેરિકા કદી પણ ખોળી ન શકત, એવી રીતે સાચા જિજ્ઞાસુને કોઇ પણ વખત એવો ખ્યાલ ન આવવો જોઈયે કે ધર્મને ખોળવો કઠણ છે; કેમકે કઠણ કોઈ ચીજ નથી, પણ એ તો ફક્ત મનની નબળાઈ છે. નેપોલીયનની ડીક્ષનેરીમા કઠણ અક્ષર હોતા નથી, કઠણ તો કેવળ આળસુ અને સુસ્ત માણસની ડીક્ષનેરીમા હોય છે. જે માણસ આપણા કલ્યાણનો વિચાર દઢ રાખશે તો તે કદી પણ ધર્મને શોધવાનું કઠણ નહિ જાણે. તેથી કરીને બધા જિજ્ઞાસુને જાણવું જોઈયે કે આપણા પ્રભુનો ડર રાખીને થોડા વખતને માટે મહેનત કરીને ગુરૂને શોધીને તેમની પાસેથી અભ્યાસ લઈને આપણું કામ શરૂ કરે; તો આશા છે કે થોડા વખતમા આપણે મહેનત કરીને દુ.ખ સુખને દૂર કરી પરિપૂર્ણ આનદ મેળવિયે, આ ગ્રન્થનો સાર એજ છે.

---

રાગ આશાવરી પદ.

આનંદકો ઘર પાયો, અબ મોએ આનદકો ઘર પાયો,
જબ તે કિપા ભઇ સતગુરૂકી, નિર્ભય નિશાન બજાયો. અ૦
કામ ક્રોધકી ફૂટી ગાગરિયાં, તૃષ્ણાકો નીર બહાયો;
તજી પરપંચ સકળ જગ જીત્યો, ગુરૂચરણે ચિતલાયો. અ૦
પંચ તત્વકી આ તન ગુદડી, સુમતીકો ટોપ બનાયો;
હદઘર છોડી બેહદ ઘર આયા, ગગન મ ડલી મઠછાયો. અ૦

એતે દિવસ નહિ જહાં રજની, તહા મોએ લાડ લડાયો.
કહત કબીર પિયાજી કે પ્યારે, પ્યારે પિયા મન ભાયો. અબ૦

---

પદ રેખતા.

એરી તેરે જમ હૈ જ્યાદા, લે ગયે બાપ અરૂ દાદા,
છોડેગા સો તુજે કૈસેં, સમજ લે બાત હૈ ઐસેં. ૧
લોભસો જમ હૈ બળવતા, ધનવત કાહેકો મરતા;
તિતરકું બાજ જયુ હેરે, બડો ત્યું કાલ શિર તેરે. ૨
પકડ લે સતકા ઓરા, જહા નહિ કાલકા જોરા;
કરી લે બંદગી સાચી, ઔર સબ બાતહૈ કાચી. ૩
નાવત જમ દૂતહી નેરા, મિટે ભવવારિધિ ફેરા,
સકલ ભય દૂર લે કીના, દેવા ગુરૂજ્ઞાન સુખ દીના. ૪

---

પદ રેખતા.

ભજન કર ભજન કર ભાઈ, ભલા તુમ મનશા પાઈ;
જન્મારા જાત હૈ તેરા, પિછિ હૈ ઠાલકા હેરા. ૧
તેરે હૈ પગ પગહી જોખા, મિટે નહિ મરણકા ધોખા;
એક દિન હોયગા ઐસા, મિટ્ટી મિલી મિટ્ટીમા જૈસા. ૨
પૃથ્વીપર પાય જબ ધરતે, દિશાકે દિગપાલ ડરતે;
મહાબલી બીર ભયે કેતે, અત ક્ષય હો ગયે તે તે. ૩
ગ્રહી લે તું સંતકે ચરના, જગત અભિલાષ નહિ કરના;
બંધન તેરે પાસ સબ તૂટે, નિરભય હો કાલતેં છૂટે. ૪

મહિમાગુરૂ ભક્તિકી ભારી, લીજે સોઈ ચિત્તમેં ધારી;
સુફલ તન જન્મહીં કિયો, દેવા હરી નામ જિન લિયો. ૫

---

રાગ આશાવરી પદ.

અગમ તીરથકું ચલના, હે મન અગમ તીરથકું ચલના;
કાહેકું દોડ કરૈ મન મેરા, ઔર તીરથ સબ ભ્રમના. હે૦
ગાજ બીજ પવન નહિ પાની, વિના બાદલ નીર ઝરના;
નિરમલ બુંદબરસેઅખંડ ધારા,સો જલધરની નહિ ગલના. હે૦
શંકર દત્ત ગોરખનાથ સરખે, સોઇ સરોવર ઝિલના;
સરોવરપાલ બિના ઇન પાની, બિનાઈબ્રહ્મ વાટસેં મિલના. હે૦
સાધોંકી સંગત ગુરૂ પરતાપેં, રહેના સાહબજીકી શરના,
કહત કબીર વિવેક વિચાર બિન, અસંખ જુગ અવતરના. હે૦

---

રાગ આશાવરી પદ.

ગુરૂજી મિલે બ્રહ્મજ્ઞાની, અબ મોએ ગુરૂજી મિલે બ્રહ્મજ્ઞાની.
જબતેં કિરપાભઈ સતગુરુકી, ગગનમે સુરતા ઠેરાની. અબ૦
કુબુદ્ધિ જરાય કરૈ મેં કજરા, ભઈ પ્રેમ રસ શ્યાની;
ઐસો બ્રહ્મ જગાયો મ્હેની, તબ પિયાકે મન માની. અબ૦
સહજ શૃંગાર સમતાકો ચૂરો, સુરત સુરત ભઈ રાની;
શીલ સંતોષકે કંગના પહિરે, હો રહી મગન દિવાની. અબ૦
ઐસા પિયા હમ કબહુન દેખા, સુરત દેખકે લુભાની;
કહત કબીર પાયા ગુરૂ પૂરા, તનકી તપત બુઝાની. અબ૦

---

શબ્દ.

હંસા યે તન રહેના ભાઇ, તેરી આવાગમન મિટ જાઇરે.
હંસા ચઢ પૂરન ઘર ભાઈરે;
જ્ઞાન ધ્યાન દોનો અણીરે બનાઈ, યહ તો અસલ સિપાઇ,
આડી ઢાલ દે સમરણકી તો, જમકેરી ચોટ ચુકાઈ. હંસા૦
કુચ્ચાકોટ પક્કા દરવાજા, ચોદિશ ફિરત દુહાઈ;
પાચુ ચોર પકડ વશ કર લે તો, છકી મમતા માંઇરે. હંસા૦
શાહી ગઇ સફેતીરે આઇ, સારી અવધ ગુમાઇ,
કહોરે કહો કછુ સમજો નહિ રે પ્રાણી,યે તો કાલ ઘટાચઢી આઇરે.
મઙનાશા હાથી આઈ ઝુકયા હે, શૂરા લેત લડાઇ,
ટુક ટુક હોઈ પડત ધરનીપે તો, ક્ષેત્ર છાંડી નવ જાઈ. હંસા૦
અનહદ નાદ ગેબી બાજે બજતહેં, સુન લો સુરત ઠહરાઈ,
કહત કબીર સુનો ભાઈ સાધુ, યે સદ્ગુરૂ સાન બતાઇ રે. હંસા૦



# શુદ્ધિપત્ર.

| PAGE | LINE | IN CORRECT | CORRECTION |
|---|---|---|---|
| 61 | Last | Zad | God |
| 6, | Last | Kanti | Kante |
| 69 | 11 | than | thou |
| 11 | 9 | Smittlen on your one chest | Smitten on your one cheek |
| 112 | 11 | Sin is violation lan c/o his | Sin is violation law of God |
| 124 | 16 | anexiety | anxiety |
| 131 | 11 | Liske and Jhan | Luke and Jhon |
| 131 | 15 | have | had |
| 131 | 16 | educate | educated |
| 137 | 2 | be | he |
| 141 | 16 | deuses | deases |
| 145 | 10 | Mange | Mango |